# શ્રી પુરૂષોત્તમ માહાત્મ્ય.

અથવા

## અધિક માસની કથા.

( શુદ્ધ ગુજરાતિ ભાષામાં )

છપાવિ પ્રસિદ્ધ કરનાર

**વલભદાસ સુંદરજી**



**મુંબઈ:-**

પારસિ પ્રિંટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૬-સને ૧૮૯૦

કીંમત આઠ આના.

# પ્રસ્તાવના.

——:0:——

જગત્‌ને વિષે પ્રાણીનું અવતરવું એ કંઇ માત્ર અન્ન ઓછું કરવાને કિંવા પ્રારબ્ધ જન્મ સુખ દુઃખ ભોગવી મૃત્યુ આવે એટલે બાંધી મુઠીએ આવ્યા હતા તેમના તેમ ચાલ્યા જવાને અર્થેજ નથી-વળી તેમાં મનુષ્ય પ્રાણીના સંબંધમાં તો વિશેષે કરી તેમ નથીજ. પણ તેણે તો અવતર્યા પછી પોતાની હયાતીમાં કંઈ ને કંઈ સત્કર્મ કરવું, અને પોતાના પ્રિય (પોતાનું મુળ સ્વરૂપ પરમાત્મા) ના વિયોગ જન્ય દુઃખનો અનુભવ લઇ તે સમયમાં સંયોગ સુખ પ્રાપ્ત કરવા નિરંતર યત્ન કરવો. એ યત્ન તે સદ્ધર્મનું રક્ષણ છે. કહ્યું છે કે "येन केन उपायेन धर्म रक्षय रक्षय" હરકોઇ ઉપાય વડે કરીને પણ નિરંતર ધર્મનું રક્ષણ કરવું, પરમ કૃપાળુ ઇશ્વરની કૃપા સંપાદન કરવી એ સૌને ઇષ્ટ છે, અને તે સંપાદન કરવાનું મુખ્ય સાધન એ સદ્ધર્મનું સંરક્ષણ છે. માટે એ સંબંધે શું વધારે કહેવાની જરૂર છે? ધર્મ રક્ષણ કરવાનાં જગત્‌માં અનેક સાધનો છે, અને તે આપણે શાસ્ત્ર (શ્રુતિ, સ્મૃતિ અને પુરાણો) દ્વારા જાણી શકીએ છીએ. તેઓમાંનાં મુખ્ય ગણાતાં સાધનો માંનું સર્વથી શ્રેષ્ટ સાધન, પૂર્ણ પુરુષોત્તમ વાસુદેવ શ્રીકૃષ્ણચંદ્ર પોતાને અનન્ય પણે શરણે આવવાથી અતિ પ્રિય કરેલો અધિક માસ, કે જેના શ્રીહરિ પોતેજ સ્વામી થઈ પોતાનું પુરુષોત્તમ પદ તેને અર્પણ કરવાથી પુરુષોત્તમ માસ કહેવાયો છે તે માસનું વ્રત કરવું એ છે. એ વ્રત કેમ કરવું, શા અર્થે કરવું, તે વ્રત આચરનાર મનુષ્યને શું ફળ થાય છે; વળી પુરુષોત્તમ માસ એ શુ છે, તે કેવી રીતે ઉત્પન્ન થયલો છે, તે સર્વ સાધનથી શ્રેષ્ઠ કેમ કરીને થયો, ઈત્યાદિ સર્વ યથાર્થ રીતે આ બ્રહ્નારદીય નામના મહા પુરાણની અંતર્ગત આવેલા પુરુષોત્તમ માહાત્મ્ય નામના ખાસ ગ્રંથમાં દર્શાવેલું છે. એમાંનો સર્વ વિષય નારદ અને નારાયણ ઋષિના સંવાદ રૂપે છે. એમાં પુરુષોત્તમ માસનું માહાત્મ્ય, તેમાં કરવાનાં વ્રતાદિ આચરણ તથા તેના ઉદ્યાપનનો વિધિ વગેરે બાબતો ઉપરાંત પૂર્વે જે જે ભાગ્યવંત મનુષ્યોએ એ વ્રતનું આચરણ કર્યું છે, તેમાંના કેટલાકનાં આખ્યાનો પણ આ ગ્રંથમાં દર્શાવેલાં છે, જે ઘણાં રસિક છે. આ ગ્રંથ મૂળ સંસ્કૃતમાં હોવાથી તેનું માહાત્મ્ય જાણવાની સંસ્કૃત ભાષા ન જાણનારને પડતી મોટી અડચણ દુર કરવા માટે તે મૂળ ગ્રંથને આધારે ગુજરાતી ભાષામાં આ "શ્રી પુરુષોત્તમ માહાત્મ્ય" અથવા "અધિક માસની કથા" એ નામનું પુસ્તક તૈયાર કીધું છે. તો એને વાંચી, સમજી, તે પ્રમાણે વર્તી અર્થાત્ તેમાં જણાવેલા ઉત્તમ વ્રતનું આચરણ કરી મનુષ્યો ભગવદ્ ભક્તિ પરાયણ થાય અને આ સમીપ આવેલા તથા એ શિવાય હવે પછી આવનારા પુરુષોત્તમ માસોમાં ધર્મ સાધન કરે તો એથી હું મારો યત્ન સફળ થયો સમજીશ.

નાળિયેરી પૂર્ણિમા \
સંવત ૧૯૪૬. }

**વલ્લભદાસ સુંદરજી.**

# અગાઉથી આશ્રય આપનાર સદગ્રહસ્થોના નામ.

નેકનામદાર મહારાજા ધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઈ બાહાદુર કે૦ સી૦ એસ૦ આઇ૦...... ૨૫

,, માહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજી બહાદુર કે૦ સી૦ એસ૦ આઇ૦ સ્વસ્થાન ઈડર...... ૨૦

શેઠ તાપીદાસ મજદાસ ... ... ... ... મુંબઈ ... ૨૦
શ્રીમંત માહારાણા શ્રી બલદેવજી આરોગ્ય નારણ દેવજી ... ધરમપુર ... ૭
શેઠ નરસિંહપ્રસાદ હરિપ્રસાદ... ... ... ... જુનાગઢ ... ૬
શેઠ મંગળદાશ ગીરધરલાલ ... ... ... અમદાવાદ ... ૬
નેકનામદાર શ્રી કેસરી સિંહજી વજુભાઇ ... ... પંચાશીઆ ... ૫
શેઠ મંછારામ વશતજી, ડેપ્યુટી સ્ટેશન માસ્તર, ચરનીરોડ ... ... ૫
,, દલપતરામ તથા માણેકલાલ ગોકળદાશ ... ... મુંબઈ ... ૫
,, ત્રીભોવનદાશ જગજીવનદાશ સટાવાળા ... ... ,, ... ૫
,, વલભજી પુંજાભાઈ ... ... ... ... ,, ... ૫
,, અમીચંદ ગોવનજી બુકસેલર ... ... ... ,, ... ૫
,, ત્રીકમલાલ ચુનિલાલ ... ... ... ... ,, ... ૫
ખોજા મુસાભાઇ સરીફભાઈ ગાંગજી ... ... ... ,, ... ૫
શેઠ ગોવદદાશ સુરજલાલ ગુડસ કલાક,... ... સુરત ... ૪
વ્યાસ શીવસંકર લાલજી કચ્છ વાલા પથરવાલા ... ... ... ... ૪
શ્રીમંત માહારાણા મોહન દેવજી આરોગ્ય નારણ દેવજી, પાટવી કુમાર ધરમ પોર ૩
શેઠ લાલદાસ જેકીસનદાશ ... ... ... ... મુંબઈ ... ૩
ઠા. સુંદરજી હીરજી ... ... ... ... ... બીલાસપુર ... ૨
દેશાઈ મીઠાલાલ ચુનીલાલ દાહોદ................................ ૨
શેઠ હરીલાલ દામોદર સબજજ, ભાવનગર,............................ ૨
,, ચંદુલાલ ઇચ્છારામ હરજીવન મુંબઈ............................ ૨
,, પરસોતમ દામોદર. ............................................ ૨
જાની ચુનીલાલ લલુ.............................................. ૨
સુંદરજી લધા ................................................... ૨

વસઈ

શેઠ લખમીદાસ ... ... ... ૧
,, દામોદર કરશનદાસ વકીલ ... ,,

અમદાવાદ

,, જેકીસનદાસ પરમાણંદદાસ, રીલી-વીંગસ્ટેશન માસ્તર ... ... ,,
,, કેસવલાલ મનસુખરામ ટેલીગ્રાફ માસ્તર ... ... ... ,,
,, નંદસંકર રતનરામ ટીકીટ કલેકટર ,,
,, શ્રીપતરાય સીગનલર... ... ,,
,, મગલજી નાનજી ... ... ,,

ધરમપુર

માહારાણા શ્રી નારણ દેવજી પુસ્તકાલયના સેક્રેટરી ... ... ૧

દુધરેજ

પારેખ કેશવલાલ રણછોડ સ. ગુ. નિ. ૧ લા આસિસ્ટંટ ... ... ,,
ત્રવાડી ત્રંબકલાલ મકનજી ,, ,, ,, ,, ,,

બેલગામ

અખંડ સોભાગ્યવંતા રાણી સાહેબ શ્રી જ્ઞાન કુવરબા ઓફ રાજ પીપલા ,,

રાજકોટ — ઠાકોર શ્રી માનસિંહજી—રૂપાલ ... ,,

,, નવલરામ અવલરામ હજુર સીરરતેદાર ,, — ઉઝા

,, પ્રેમજી ખીમજી ઓવર સીયર ... ,, — શા. છબીલાલ છગનલાલ ... ... ,,

,, મેઘજી સવજી પોલીસ સુપ્રિમટેન્ડન્ટ ,, — ગ્રોલ

,, જટાશંકર જગજીવણ રેવેન્યુ કમી શનર... ... ... ... ,, — ઠાકોર શ્રી હરી સીંધજી, ગ્રોલ દરબાર ,,

ઉતેલીઆ

,, પજેશંકર લાધાભાઇ ... ... ,, — ઠાકોર શ્રી સુરસિંહજી દાજીરાજ ... ,,

,, દેવશંકર કાસીરામ કારકુન ... ,, — સુવર

,, કલ્યાણરાય વલભજી, મુખ્ય કારભારીના સીરસ્તેદાર ... ... ,, — માહારાજા કુવર શ્રી છત્ર સિંહજી ... ,,

પાનોદ

,, કલ્યાણરાય ચત્રભુજદાસ ન્યાયધીસ ,, — શેઠ જીવન વિ. ઓધવજી ... ... ,,

,, કરમચંદ ઉત્તમચંદ ગાંધી ... ,, — સાદરા તાબે વાસણા

,, નાગજી ગોકલજી મોદી કારકુન ... ,, — શેઠ જેશંકર માહાસુખરામ ... ,,

,, નારણજી નંદરામ કારકુન ... ,, — ,, નગીનદાસ અમુલખ ... ... ,,

રાજકોટ ટાઉન વાચન શાળા ... ,, — સીહોર

વકીલ જાદવજી વહાલજી ... ... ,, — મેતા પીતાંબર પરમાણંદ ... ... ,,

વીરપુર — પોરબંદર

શેઠ દયારામ પ્રેમજી દવે પ્રાઇવેટ માસ્તર ,, — ઠા. ધનજી ભીમજી ... ... ,,

છોટાઉદેપુર — ભાવસાર વાલજી કાનજી ... ... ,,

માહારાઓલ શ્રી ભારત સિંહજી જીત સિંહજી ... ... ... ,, — ખોરાસુ આહેરનું

શેઠ પરાગજી માધવજી ... ... ,,

વણોદ — ,, લવજી ગોવિંદજી ... ... ,,

મેહેતા હરીલાલ રણછોડદાસ ... ,, — ,, કેશવજી હંસરાજ ... ... ,,

શેઠ કચરા મુલચંદ ... ... ,, — ,, નંદજી ગોવનજી ... ... ,,

ડાંગરવા — ,, જીવા ભોવાન પોલીસ પટેલ ... ,,

શેઠ દયાળદાસ જમનાદાસ સ્ટેશન માસ્તર ... ... ... ,, — ,, માધવજી ધનજી, જુનાધઢ કારકુન... ,,

,, વીડલજી હીરજી ... ... ,,

ધ્રાંગધ્રા — ,, સુંદરજી ગોવનજી ... ... ,,

,, નોતમલાલ પ્રભાશંકર... ... ,, — ,, રવજી લીલાધર ... ... ... ,,

મુલી — ,, સાકલચંદ કેવલદાસ ... ... ,,

શુકલ દાજી પુરષોત્તમ ... ... ,, — ,, મોહનલાલ જેઠારામ ... ... ,,

પ્રાંતીજ — ,, ચતરભોજ શીવજી ... ... ,,

વ્યાસ રણછોડલાલ દળપતરામ ... ,, — ,, કેસુરદાસ મેગજી ... ... ,,

ભાઈજી ફીલ્લાભાઇ આસિસ્ટંટ ... ,, — ,, નાથાભાઈ હેમચંદ ... ... ,,

મણીલાલ દોલતરામ ... ... ,, — ,, રૂપજી ધનજી ... ... ... ,,

દલસુખરામ હીરેશ્વર જોશી... ... ,, — ,, મથુરાંદાસ રણછોડદાસ... ... ,,

,, વીઠલ લક્ષ્મીરામ ... ... ,, — ,, ખીન્ન રતનસી ઠકરજી ... ... ,,

,, પેહેલાદ ઉગરચંદ ... ... ,, — ,, હરગોવનદાસ મેગજી ... ... ,,

,, ગોપાલ ગીરધર ગાંધી ... ... ,, — ,, પરમાણંદ જેઠા ... ... ,,

,, કીસોર આશારામ ... ... ,, — ,, ગોવંદજી ગાંગજી ... ... ,,

હસમુખરામ જેઠાલાલ કંપાઉન્ડર ... ૧
મણીલાલ હીરેશ્વર જોશી ... ... ,,

———

રા. રા. કૃષ્ણાજી બાલુભા, કાઠિયાવાડ
એજન્સીના મોટક પોલીસ સ્વારોના
દફેદાર

કચ્છવાલા પધર

પંડયા વાઘજી ભવાનીશંકર ... ,,
પંડયા કલ્યાણજી શીવજી ... ... ,,

કરચડ

કુમાર શ્રી અખેરાજજી નાનભા ... ,,
કામદાર તલકસી ઓતમ ... ... ,,
શેઠ ભવાનીશંકર ગોપાલજી ... ,,

જાફરાવાદ

શેઠ કેસવજી હીરજી ભગવાન ... ,,

મુંબઈ

ભાય મગનલાલ હરગોવન... ... ,,
સેઠ નગન વજેરામ ... ... ,,
,, છોટાલાલ હરીલાલ ... ... ,,
,, અમરત તુલસીદાસ લાકડાવાલા... ,,
,, લીલાધર પરસોતમ જોશી ... ,,
,, ખોડીદાસ ઠાકરશી ... ... ,,
,, અરજણ ખીમજી ... ... ,,
,, રામજી તેરાજ... ... ... ,,
,, કેશવલાલ કાલીદાસ ... ... ,,
,, છોટાલાલ અમદાવાદવાલા. ... ,,
,, ભાણજી રામજી ... ... ,,
,, વીઠલદાશ મુલજી ... ... ,,
,, વાલજી ત્રીકમ ... ... ... ,,
,, કાલીદાશ પુંજા ... ... ... ,,
,, વીશરામ ધારસી જોશી. ... ,,
,, ગોકલદાશ વેલજી ... ... ,,
,, હરીદાશ ગોકલદાશ ... ... ,,
,, નેનુ મુલજી ... ... ... ,,
,, વલભદાશ મુલજી ... ... ,,
ઠા. દામજી લધા ... ... ... ,,
શેઠ કબા વીરચંદ ... ... ... ,,
,, હરજીવન ઠાકરસી હા. ગોકલદાશ ,,
,, ચુનીલાલ વીઠલદાશ ... ... ,,

શેઠ. મથુરાંદાસ ગોકલદાસ ... ... ૧
,, હીમતલાલ હીરાલાલ ... ... ,,
,, ભીમજી પરસોતમ ... ... ,,
,, જડીઆ વીઠલ ... ... ... ,,
,, સોની અંબારામ વીરચંદ ... ,,
,, કેસવલાલ દામોદર ... ... ,,
,, કેસવલાલ મથુરાદાસ ... ... ,,
,, હરગોવન પરભુદાસ ... ... ,,
,, પરમાણંદ ઉત્તમરામ ... ... ,,
,, તલકચંદ ભાઈચંદ ... ... ,,
,, નરશી વશરામ ... ... ,,
,, મથુરાંદાસ ઠાકરશી ... ... ,,
,, લધા સુંદરજી હા. ગોકલદાસ સામજી ,,
,, રવજી ઉમરસી ... ... ... ,,
,, ભવાન મોતી જોશી ... ... ,,
,, વેલજી જેઠા ... ... ... ,,
,, વશનજી ઉમરસી ... ... ,,
,, વી. એશ. પરશોતમની કુ. હા.
વલભદાશ શામજી ... ... ,,
જોશી મેઘજી શામજી કવીરાજ ... ,,
,, લીલાધર શવજી... ... ... ,,
,, ભગવાનજી માવજી ... ... ,,
શેઠ શામજી દેવરામ ... ... ... ,,
,, મોહનલાલ નરોતમદાશ ... ,,
,, ગોકલ ડુંગર ... ... ... ,,
,, ગોકલદાશ જેરામ જોશી ... ,,
,, પ્રાગજી દાયા ... ... ... ,,
,, હીમતલાલ ઉગરચંદ ... ... ,,
સોની ગોપાલ બેચર ... ... ,,
શેઠ વલભરામ હેમચંદ ... ... ,,
,, પરમાણંદ જેઠા ... ... ,,
,, વલભરામ મલુકચંદ મોદી ... ,,
,, મગનલાલ ઊત્તમ ... ... ,,
,, લલુભાઈ આદીતરામ જોશી ... ,,
,, ઠાકરસી ગોપાલજી ... ... ,,
,, નરભેરામ મોનજી ... ... ,,
,, ઉત્તમલાલ હીરાલાલ ... ... ,,
,, નાથાભાઈ હરીચંદ ... ... ,,
,, અમરશી અંબારામજી ઠકરજી ... ,,

શેઠ વીઠલદાશ ગણુપતરામ ...... ૧
„ ચુનીલાલ લલુ જાની ... ...„
„ નારણદાશ વલભદાશ ... ...„
„ કાલીદાશ મુલચંદ ... ...„
„ નગીનદાસ ગોપાલદાસ ...„
„ હરગોવનદાસ મેરતીલાલ ...„
„ લધા કેશવજી ... ... ...„
„ કૃષ્ણાલાલ નરસીલાલ ... ...„
„ વીઠલદાશ ખુશાલદાશ ... ...„
„ ભાણજી વિશ્રામ ... ...„
„ દેવચંદ હરીરામ ... ...„
„ નરસી ભાગચંદ ... ...„
„ હરકીશનદાશ જમનાદાશ બરફી
વાલા ... ...„
„ હીરા લાલજી ભાઇ ... ...„
„ મોહનલાલ છગનલાલ ... ...„
„ શામજી હેમરાજ ... ...„
„ ઈચ્છાલાલ વીઠલદાશ ... ...„
„ ગફુર ચુનિલાલ ... ...„
„ કાશીરામ સુખરામ ... ...„
„ ખતરી લધા દેવજી ... ...„
„ અનોપરામ મહીધર તરવાડી ...„
„ ગોકલદાસ જેઠારામ ... ...„
„ દયારામ કેવલદાસ સોની ...„
„ મુલતાની ગણેશદાસ દેવીદાસ. ...„
„ ત્રીભોવનદાશ જાદવજી... ...„
„ કેસવજી પ્રાગજી ... ...„
„ વીરજી ત્રીકમ ... ... ...„
„ ઇચ્છારામ મંચ્છારામ દેહેમી ...„
„ રેવાશંકર નથુરામ જાની ...„
„ ત્રીભોવનદાસ જેકીસનદાસ કોચીંગ
કલારક ચર્નીરોડ ... ...„
„ ઘનશ્યામલાલ લલુભાઇ યાજ્ઞીક...„
„ ઠાકોરદાસ નરોતમદાસ સીગનલર
ચર્નીરોડ ... ... ...„
„ માવજી કાનજી ખાત્રી... ...„
„ વજભુખણ વનમાલીદાસ ...„
„ કમદજી લાલચંદ રવલા ...„
„ અમરતલાલ પીતામર હોની ...„
તરવાડી પુરશોતમ ધીલાધર ...„

શેઠ ગણુપતરામ તલકરામ ... ...૧
„ „ જેઠા અખાઈ ... ... ...„
„ „ ધનજી ઉકાચંદ ... ... ...„
„ „ માધવજી ગોપાલજી ... ...„
„ „ વેલજી ગોવનજી ખતરી ગોર ...„
„ „ જેસંકર પરભુદાસ ... ...„
„ „ ગોપાલદાસ કેવલદાસ ... ...„
„ „ અમરતલાલ જેઠારામ ... ...„
„ „ પીતામરદાસ સાંકળ ... ...„
„ વાયડાગોર હીરાલાલ કાસીરામ ...„
„ બામણ ઉત્તમરામ દલછરામ ...„
„ શેઠ જેશંગ મોકમચંદ ... ...„
„ નહાલચંદ હેમચંદ ... ...„
„ „ પરભુદાસ ભાઇદાસ ... ...„
„ „ પુનમચંદ ગાંગલદાસ ... ...„
„ „ શોની માનચંદ પુંજારામ ...„
„ „ રૂગનાથદાસ પરમાણંદદાસ ...„
„ „ નરશીદાસ સંભુ ... ...„
„ „ કેશવલાલ જેઠારામ ... ...„
„ „ મથુરાંદાસ મોહનલાલ ... ...„
„ „ વાડીલાલ લખમીરામ ... ...„
„ „ લક્ષ્મીદાસ ગોરધનદાસ ...„
„ „ ત્રીભોવનદાશ દલપતરામ ...„
„ „ અમરતલાલ મગનલાલ ...„
„ „ છોટાલાલ ડાયાભાઈ ... ...„
„ „ દયાળજી ઘેલા જોશી ... ...„
„ „ રામજી મુલજી ... ... ...„
„ „ લખમીદાશ જેઠા ... ...„
„ „ વીજભુખણ જગજીવન ... ...„
„ „ મોતીરામ ભગવાનદાસ ...„
„ ત્રંબકરામ કેશવરામ વ્યાસ ...„
„ ભોઇ આણંદજી રણછોડ ... ...„
„ દરજી નારણ વલભ ... ... ...„
શેઠ વનમાલી અંબાશંકર ... ...„
„ બાઇ પારવતી બાઈ ... ...„
„ શેઠ નગીનદાસ મગનચંદ ... ...„
„ „ વીઠલ લલુભાઈ ભટ ... ...„
„ „ લક્ષ્મીશંકર હરગોવન ... ...„
„ „ રાજાભાઈ ડાહયાભાઈ, ટીકીટ કલે
કટર ચર્નીરોડ ... ... ...„

શેઠ ગોપાલદાશ હેમચંદ ... ...
,, મોતીલાલ મગન ... ... ,,
,, વાલજી મેઘજી ... ... ... ,,
,, ત્રીકમલાલ ત્રીભોવનદાસ ... ,,
,, અમરતલાલ મલુકચંદ... ... ,,
,, વાડીલાલ દેવચંદ ... ... ,,
,, હીરાલાલ જેકીસનદાસ... ... ,,
,, રામચંદ શવચંદ ... ... ,,
,, નરોતમદાશ સાંકલચંદ ... ,,
,, જેતારામ મનસુંખલાલ ઓઝા ... ,,
,, હરીલાલ ત્રાભોવનદાસ... ... ,,
,, ભવાનીશંકર ગોવીંદરામ લગેજ કલાર્ક કોલાબા ... ... ... ,,
,, વરજદાસ...... ટ્રામવે કેશીયર... ,,
,, નગીનદાસ ભક્તિદાસ ... ... ,,
,, મોતીચંદ શામજી ... ... ... ,,
,, ભોવાનીદાસ ભાણાભાઈ ... ,,
,, દાયાભાઇ ભગવાનદાસ ... ,,
,, નાનચંદ કેશવજી ... ... ,,
,, ગોપાળદાશ જેરામ ... ... ,,
,, વીઠલદાશ હરગોવન ... ... ,,
,, ગીરધરલાલ આદીતરામ ... ,,
શેઠ હરીલાલ નારણદાશ ... ... ,,
,, કરશન મનજી ... ... ... ,,
,, મકન ભાણા કોલી ... ... ,,
,, જેડા શીવજી ... ... ... ,,
,, હરીદેવજી ... ... ... ... ,,
,, પારપેઆ વેઆ ... ... ... ,,
,, આદીતરામ ગણપતરામ જોશી ... ,,
,, સતીદાન ખેતશી ... ... ... ,,
,, વલભજી લડકા ... ... ... ,,
,, હીરાલાલ ઉત્તમલાલ ... ... ,,
,, કેશવલાલ જેઠારામ ... ... ,,
,, વીઠલદાશ ચુનિલાલ ... ... ,,
,, છગન માહાલાક્ષ ... ... ,,
,, માવજી મદનજી જોશી ... ... ,,
,, ઝવેરચંદ જગજીવન ... ... ,,
,, છગનલાલ અંબારામ પંડયા ... ,,
,, હરકીસન હરજીવન ... ... ,,
,, નથુભાઈ હરજીવનદાસ ... ,,
શેઠ ,, ભગવાનદાસ બીજલાલ દાદર જજ ] શન કલાર્ક ... ... ... ૧
,, મેતા ગીરધર મકનદાસ ... ,,
,, મુલજી પરધાન લખપતીઆ ... ,,
,, વશનજી પુંજા શોની ... ... ,,
,, ઓચ્છવલાલ દલસુખરામ ... ,,
,, દેવીદાસ પ્રાગજી ... ... ,,
,, રામશંકર જીવણલાલ ... ... ,,
,, ડાહયાભાઈ દામોદર સીગનલર, ચર્નીરોડ ... ... ... ,,
,, ગોરધનદાસ નારણદાસ ... ,,
,, નરોતમદાસ માધવજી જોશી ... ,,
,, ડાહયાભાઈ ખીમજી ... ... ,,
,, અરજણા ટોપણ ... ... ,,
,, માણેકલાલ મોતીલાલ ... ... ,,
,, ગોપાળજી આણંદજી ... ... ,,
,, ભવાન દયારામ ... ... ,,
,, જગનનાથ સદાશીવ ... ... ,,
મેતા સુરજરામ દલપતરામ ... ,,
શેઠ હરકીસમદાશ રૂગનાથજી ... ,,
,, કપુરચંદ કરશનજી ... ... ,,
,, હરીલાલ જમનાદાસ ... ... ,,
,, ચંદુલાલ જમનાદાસ ... ... ,,
,, ત્રીભોવનદાસ હરગોવનદાસ ... ,,
,, પીતામ્બર લીલાજી જાની ... ,,
,, દુલભજી સુંદરજી ... ... ,,
,, સુંદરજી લીલાધર ... ... ,,
,, ગીરધરદાશ કુંવરજી ... ... ,,
,, હરખજી વશરામ ... ... ,,
,, કાલીદાશ મુરારજી ... ... ,,
ખત્રી સુરજીભાઈ મોરારજી ગીરધર ... ,,
,, વલભજી ઠાકરસી ... ... ,,
,, ઘેલા જીવણ ... ... ... ,,
,, ડાહયા રામજી... ... ... ,,
દેશાઈ કંથડજી લલુભાઈ ... ... ,,
ફીટર વીઠલદાશ ભીખાજી ... ... ,,
શેઠ મગનલાલ કાહાનજી ... ... ,,
,, કલાણજી જીવણદાશ ... ... ,,
,, જેકીશન દેવજી ભટ ... ... ,,

—:०:—

# અર્પણ પત્રિકા.

શેઠજી સાહેબ,

**મેહેરબાન ત્રિભોવનદાસ વરજીવનદાસ માધવદાસ.**

જે. પી. મેમ્બર ઑફ મ્યુનિસિપાલ

કૉરપોરેશન. મુંબઈ.

અર્થ, કામ અને મોક્ષ એ ત્રણે પદાર્થોનું મૂળ જે સત્કર્મ, તેનું તન, મન અને ધનથી સંરક્ષણ અને વૃદ્ધિ કરવામાં આપની સ્વાભાવિક પ્રકૃતિ; સદ્વિદ્યાને સર્વોત્તમ સ્થિતિએ દિન દિન પ્રતિ આણવામાં ઉત્તેજક સ્વભાવ; આર્યભૂમિનું નિરંતર હિત ઇચ્છવામાં તત્પરતા; તેમજ નીર અભીમાન, તથા, પરોપકાર, તથા સર્વ પર સમાન દૃષ્ટિ એ વગેરે આપના અનેક સદ્ગુણોથી અત્યંત આનંદ પામીને તથા આપની મારાપરની સંપૂર્ણ પ્રીતિ હોવાને લીધે હું આ લઘુ પુસ્તક આપને વિનયપૂર્વક પરમભાવથી અર્પણ કરૂં છોં.

લા૦ આપનો આજ્ઞાંકિત સેવક

**વલ્લભદાસ સુંદરજી.**

## ॥ श्री गोपीजन वल्लभायनमः ॥

(દોહરા)

કમલનયન કમલાપતી, કમલવદન સુખરૂપ;
કમલ સકોમલ અંઘ્રિયુગ, પુરૂષોત્તમ વ્રજભૂપ.
ચરણ કંજ હૃદયે ધરી, વંદું વાર વાર;
મળને પુરૂષોત્તમ કરયો, તે હરિ તુજ આધાર.
જય જય જય જય જય જયદ, જય જય જય સુખદાય;
જય મળ પુરૂષોત્તમ કરણ, જય જય શ્રી હરિરાય.

બૃહન્નારદીય પુરાણાં તર્ગત

# શ્રી પુરૂષોત્તમ માહાત્મ્ય પ્રારંભઃ

### અધ્યાય ૧ લો

(મંગલા ચરણ ગીતિ)

ભકતણા કલ્પતરૂ, વૃંદાવનમાં વિનોદ કરનારા,
પુરૂષોત્તમ અતિઅદભુત, વૃંદાવનચંદ્રવંદુ પદહારા.
જય જય નરનારાયણ, સરસ્વતીજી તથા મુનિવ્યાસ
નમન કરી તે સૌને, ગ્રંથ કથું વામવા જગત્રાસ.

પૂર્વે દ્વાપર યુગના અંતને વિષે જ્યારે જગતમાં કલિયુગનો પ્રવેશ થવાની તૈયારી હતી તેવામાં સર્વ મહાનપુરુષો (રૂષિયો) એકત્ર મળી વિચાર કરવા લાગ્યા કે "અરે હવે થોડાજ સમયમાં મહાઘોર કળિયુગ, કે જે ગમે તેવા સત્યવાદી પુરૂષોની મતિને પણ ભ્રષ્ટ અને ભ્રમિષ્ટકરી તેઓને પાપ કર્મોમાં પ્રવૃત્ત કરનારોછે, તેના દુષ્ટ રાજ્યનો અમલ થશે; અને તેના તેવા દુષ્પ્રભાવને લીધે આપણે પણ સર્વ આપણાં સત્કર્મોથી ભ્રષ્ટ થઈશું. માટે આપણે હવે એવા પવિત્ર સ્થાનનો આશ્રય લેવો જોઇએ કે જ્યાં કળિ-યુગનો આપણને કિંચિંતપણ બાધ થાય નહિ". આવા વિચારથી તેમણે બ્રહ્મદેવે બતાવેલા નૈમિષારણ્ય નામના અતિ પુણ્યક્ષેત્રમાં જઇ હજાર વર્ષ સુધી ચાલે એવડો મોટો (સત્ર) યજ્ઞ કરવાનો પ્રારંભ કરયો, સર્વ રૂષિયોએ તે યજ્ઞ સંબંધે નાના પ્રકારનાં ઉત્તમ વ્રતો ધારણ કીધાં, મનસહિત ઇંદ્રિયો નો નિગ્રહ કરી પોત પોતાનાં કર્મોમાં પ્રવૃત્ત થયા ને સર્વ પ્રકારે પવિત્ર આચર-

ણથી એ મહાયજ્ઞને ચાલુ કરયો. પ્રતિ દિવસે નિયમેલા વખત સુધી યજ્ઞકર્મ ચાલતું હતું; તેમાં જ્યારે વિશ્રામ લેવાનો સમય આવતો હતો ત્યારે તથા હમેશના ચાલુ કૃત્યથી પરવારી નવરા થતા ત્યારે તે સર્વ રૂષિયો યજ્ઞમડંપને વિષે સભા ભરી બેસતાહતા, ને તેટલો સમય ભગવાનના ગુણાનુવાદોનું શ્રવણ કરવામાં તથા તેને લગતા ભગવાનના ચરિત્રોના નાના પ્રકારના અદ્ભુત ઇતિહાસો સાંભળવામાંજ ગાળતા હતા. એ સર્વ રૂષિમંડલમાં સૂત નામનારૂષિ કે જે સર્વ પુરાણો તથા ઇતિહાસોનું પરિપૂર્ણ જ્ઞાન ધરાવતા હોવાથી પુરાણિક કહેવાતા હતા, તે રૂડી પ્રકારે સોને ભગવત્કથાનું શ્રવણ કરાવતા હતા.

આ મહા સત્ર પ્રસંગે એકઠા થયલા તે સર્વ મુનિયો બ્રહ્મનિષ્ટ તેમજ વેદ તથા વેદાંગના જાણનારા હતા. વળી તેઓ લોકોને અનુગ્રહ કરનાર, પરોપકારી, સર્વ લોકોનું પ્રિય કરવામાંજ નિરંતર આસકત અને શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલાં કર્મો યથાવિધીયે નિરંતર કરનારાહતા. આ સર્વ જ્યારે સભામાં એકત્ર થતા ત્યારે તેઓમાં મુખ્ય અને અગ્રગણ્ય રૂષિયો જેવાકે અસિત, દેવલ, પૈલ, સુમંતુ, પિપ્પલાયન, સુમતિ, કાશ્યપ, જાબાલિ, ભૃગુ, અંગિરા, વામદેવ, સુતી, શરભંગ, પર્વતક્ષ્ણુ, આપસ્તંભ, માંડવ્ય, અગસ્ત્ય, કાત્યાયન, રથીનર, રૂભુ, કપિલરૈભ્ય, ગૌતમ, મુદગલ, કૌશિક, ગાલવ, કૃતુ, અત્રિ, ભ્રૂભ્રુ ત્રિત, શકિત, બુધ, બૌધાયન, વસુ, કૌડિન્ય, પૃથુ, હારીથ, ધ્રુમ્ર, શંકુ, સંકૃતિ, શની, વિભાંડક, પંક, ગર્ગ, કાણાદ, જમદગ્નિ, ભરદ્વાજ, ધુમપ, મૌન, ભાર્ગવ, કર્કશ, શૌનક, શતાનંદ, મહાતપ, વિશાલ, વિષ્ણુવૃદ્ધ, જર્જર, જય, જંગમ, પાર, પારાધર, પૂર, મહાકાય, જૈમિની, મહાગ્રીવ, મહાબાહુ, મહોદર, મહાબલ, ઉદ્દાલક, મહાસેન, આર્ત, આમલકપ્રિય, ઉર્ધ્વબાહુ, એકપાદ, દૂર્ધર, ઉગ્રશીલ, જલાશી, પિંગલ, અત્રિ, રૂભુ શાંડીર, કરુણ, કાલ, કૈવલ્ય કલાધર, શ્વેતબાહુ, રોમપાદ, કદ્રુ, કાલાગ્નિ, રુદ્રગ, શ્વેતાશ્વતર, શરભંગ, પૃથુશ્રવા ઇત્યાદિ મસાર્ષિયો ઉચ્ચ સ્થાને વિરાજતા હતા, અને તેમને વિંટાઇને બાકીનાસર્વ રૂષિયો એકાગ્રચિત્ત કરી તે સર્વની મધ્યે વિરાજેલા, સૂત પુરાણિકના સામું જોઇ તેમના અમૃત સમાન વચનોનું પાન કરતા હતા.

આ સર્વ મુનિમંડળને પોતાનાં ભગવત ગુણોથી ભરેલા મૃદુવચનો વડે આનંદ આપનાર સૂત પુરાણિક કે જે તીર્થયાત્રા કરવાના નિમિત્તે આ ઠેકાણે પધારયા હતા ને પણ અત્યંત સદગુણોનું પાત્ર હતા. એ સૂત પુરાણી આ સત્રના આરંભમાંજ નૈમિષારણ્યને વિષે આવ્યા ત્યારે ત્યાં આ સંસાર સમુદ્રમાંથી તારનાર ઉપર બતાવેલા

સર્વે ઋષિવરોને પોત પોતાના શિષ્યો સહવર્તમાન અવલોકન કરયા; ને તે સર્વ પ્રત્યે આનંદપૂર્વક યોગ્ય નમસ્કાર કરયો. એ જોઇ તે મુનિયો પણ ઊભા થઇ તેમને બહુ માન સહિત આવકાર દેવા લાગ્યા. આ સમયે સૂતપુરાણિકે ઘણો અદભૂત વેશ ધારણ કરેલો હતો. શરીરે વસ્ત્રની જગાએ રક્તવર્ણનાં વલ્કલ ( ઝાડની છાલનું બનાવેલું વસ્ત્ર ) પેહરેલાં હતાં, મસ્તક પર સુંદર સોનાવરણી જટાનો મુકુટ વિરાજી રહ્યો હતો, કંઠે પરમપવિત્ર તુલસીની સુંદર માળા પહેરેલી હતી, લલાટને વિષે સુગંધિક કેશર ચંદનનું ભવ્ય ઉર્ધ્વ પુંડ્ર (ઊભું તિલક ) ધારણ કરેલું હતું, તથા તેની અંદર શ્રીયુક્ત ભગવાનના નામની મુદ્રા તેમજ શંખ ચક્ર ગદાપદ્મ ઇત્યાદિ મુદ્રાઓ ગોપીચંદન વડે કરેલી હતી; તેમનું મુખ અતિ પ્રસન્ન છતાં શરીરની આકૃતિ અતિ શાંત દેખાતી હતી, ને મુખમાં થી હરિના નામનો ઉત્કૃષ્ટ જપ તો નિરંતર ચાલુજ હતો. એવા સકલ ગુણોથી સંપન્ન તેમજ પરમાર્થ જાણવામાં અતિકુશલ, બ્રહ્માનંદમાંજ સદા મગ્ન રહેનારા, સકળ શાસ્ત્રોનું તાત્પર્ય જાણનારા, સર્વ લોકના હિતમાંજ આસક્ત રહેનારા, સર્વે ઇંદ્રિયોને જીતેલી હોવાથી કામ તથા ક્રોધને જીતી પોતાના અંકુશમાં રાખનારા, જીવન્મુક્ત તથા આખા જગતને હિતોપદેશ કરનારા વ્યાસ મુનિના નિર્મળ જ્ઞાનરૂપી મહાપ્રસાદને પામેલા તથા વ્યાસ, મુનિ જેવાજ નિસ્પૃહ તે સૂત ઋષિને પોતાના સભાસ્થાનમાં અનાયાસેજ પધારેલ જોઈ બહુ હર્ષયુક્ત તેમને મળ્યા, ને સર્વ એકે શબ્દે હાથજોડી કહેવા લાગ્યા કે, "હે સૂતમુનિ, આપ મહાન્ ભગવદભક્ત છો, માટે આપનું અત્રે પધારવું અમોને ફલપ્રદ થાઓ; ને આપ દીર્ઘ કાલપર્યંત ચિરંજીવ રહો. હે મહાભાગ, આ વનને વિષે અમોએ ઘણા દિવસે આપને જોયા માટે અમો આપનુ શું પ્રિય કરીએ? આપ વેદવ્યાસ મુનિના શિષ્ય સમુદાયમાં મુખ્ય હોવાથી અમારો પૂજા તથા સ્તુતિનું ગૃહણ કરવાને યોગ્ય છો. સાંપ્રતકાળમાં આપ મોટા ભાગ્યવાન છો, કારણકે ગુરૂની કૃપાવડે કરીને વ્યાસવાણીનો સર્વ મર્મ જાણો છો. માટે સભાના મધ્યભાગમાં રચેલું ઉત્કૃષ્ટ સિંહાસન કે જે આ સભાનું પ્રમુખસ્થાન છે, તે પર આપ વિરાજો; કારણકે પૃથ્વીનું પર્યટન કરતાં આપને ઘણો શ્રમ થયો હશે."

એ પ્રમાણે સર્વ ઋષિઓને, આગ્રહ જોઇ સૂતમુનિ સિંહાસન પર વિરાજ્યા, ત્યારે ઊભા થયલા સૌમુનિયો પણ તેમને નમસ્કાર કરી પોત પોતાના આસનો પર બેસી ગયા. સૂત પુરાણીએ આનંદથી ૠષિઓને તેમના તપ આદિની વૃદ્ધિ તથા કુશળતા પૂછી, ને સુખસંતોષથી સિંહાસનપર બેસી શ્રમથી મુક્ત થયા; એ જોઇ સર્વ ઋષિગણોએ તેમની પા-

સેથી વિચિત્ર અને પુણ્યકારક કથા સાંભળવાની ઇચ્છા દર્શાવી. તેઓ બો-લ્યા, "હે સૂત, આ સંસારને વિષે શ્રવણ કરવા યોગ્ય હજારો સાંધનો છે, તો તેઓમાં જે સંક્ષેપ અને સારરૂપ હોય તેમજ અમે કે, જે આ સંસારસમુદ્રમાં ગરક થઇ ગએલા છીએ તેમને તારવા માટે આપે પોતાના મનમાં જે નિશ્ચય કરેલું હોય તે સાધન અમારી આગળ કૃપાકરીને કથન કરશો. હે મહારાજ, અજ્ઞાનરૂપી અંધકારથી આંધળા થઈ ગયલા મનુષ્યોને જ્ઞાનરૂપી ચક્ષનું દાન કરી તેમાંથી (અંધકારમાંથી) મુક્ત કરનાર આપજ છો. માટે સંસારરૂપી મહારોગથી પીડાયલા અમોને તેના પરમ ઔષધરૂપ કથા સારનું શીઘ્રે શ્રવણ કરાવો. વળી હે મુનીશ્વર એ કથાસાર એવો હોવો જોઇએ કે જે બ્રહ્માનંદનું પરમ કારણ છતાં ભગવાનની લીલારસથી યુક્ત હોય". એપ્રમાણે શૌનકાદિક ઋષિગણોએ પ્રશ્ન કરવાથી સૂતમુનિ તેમને નમન કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યો.=

હે મુનીશ્વરો, હું તમને મારૂં અત્રે આવ્યાનું મનોહર વૃત્તાંત કહું તે શ્રવણ કરો. હે બ્રાહ્મણો, હું મારા આશ્રમને વિષેથી તીર્થયાત્રા કરવાસારૂ નિકળ્યો, તે પ્રથમ પુષ્કર નામના મહાતીર્થમાં આવ્યો; ને ત્યાં સ્નાન તથા દેવ, ઋષિ, પિતરો વગેરેનું તર્પણ કરી ત્યાંથી પાપબંધનથી મુક્ત કરનારી યમુના પ્રત્યે આવ્યો. ત્યાંથી અનુક્રમે તીર્થાટન કરતાં કરતાં ભાગીરથી તીરે જઇ કાશીપુરીમાં કેટલોક સમય નિવાસ કરયા બાદ ગયા ક્ષેત્રમાં ગયો ને ત્યાં પિતુગયા આદિ સર્વ કર્તવ્ય શ્રાદ્ધ કીધાં. ત્યાંથી કૃષ્ણા અને વેણી નામની પવિત્ર સરિતાઓમાં સ્નાનકરી ગંડકીતીરે ગયો, ને ત્યાંથી પુલહાશ્રમ પ્રત્યે થઇ ધેનુંમતિમાં સ્નાનકરીને સરસ્વતી તીરે જઈ ત્રણરાત્રિ પર્યંત વિશ્રામ કીધો ત્યાંથી ગોદાવરી, કૃતમાલા, કાવેરી, નિર્વીંધ્યા તામ્રપર્ણી, તાપી, વૈહાયસી, નંદા, તથા અત્યંત સુખદા નર્મદા અને ચર્મણવતી ઇત્યાદિ સરિતાઓમાં સ્નાનકરી દક્ષિણમાં આવેલા સેતુબંધ તીર્થે ગયો, ને ત્યાંથી નારાયણનાં દર્શનસારૂ બદરિકાશ્રમ પ્રત્યે ગમન કીધું. ત્યાં વિરાજી રહેલા શ્રીપતિ નારાયણનાં દર્શન સ્તવન ઇત્યાદિ કરયા પછી ત્યાં રહેલા સર્વે રુષિગણોને નમસ્કાર કરીને ત્યાંથી હું સિદ્ધક્ષેત્ર પ્રત્યે ગયો, પછી કુરૂક્ષેત્ર, ને જાંગલદેશ, વગેરે પવિત્ર ક્ષેત્રોનું અટણકરી છેવટે હસ્તિનાપુરમાં પ્રવેશ કીધો. ત્યાં મેં એવું સાંભળ્યું કે, " પરમ ધર્માત્મા પરીક્ષિત રાજા પોતાનો સર્વ રાજ્યવૈભવ તજી દઇ મોક્ષ સાધનને અર્થે મોટામોટા રૂષિવરો સહિત પતિતપાવની ગંગાનદી તીરે ગયેલા છે. એમને ત્યાં ગયલા જાણી સિદ્ધિરૂપ અલંકાર ધારણ કરનારા મહાન્ સિદ્ધ યોગીઓ તથા દેવર્ષિયો પણ ત્યાં પધારેલા છે. વળી ત્યાં તે આવનાર રૂષિયોમાંના

કેટલાક નિરાહારી, કેટલાક માત્ર વાયુનુંજ ભક્ષણ કરનારા, કેટલાક કેવળ જળપીનેજ રહેનારા, કોઇ કોઇ ફક્ત ફળનોજ આહાર કરનારા, તથા કેટ-લાક પાણીના ઉપર તરતું ફીણુ ભક્ષણ કરીનેજ રહેનારા, એવા અનેક પ્રકારનાં મહા તીક્ષ્ણ વ્રતોનું આચરણ કરનારા તપસ્વિયો છે. " એવીરીતના પવિત્ર સમાજનું અવલોકન કરવાનો અલભ્ય લાભ લેવા સારૂં હું પણ ત્યાં ગયો, તો થોડીકવારે એ મહાસભા તરફ વ્યાસમુનિના પુત્ર બ્રહ્મનિષ્ઠ શુક મુનિને ઘણા વિચિત્ર વેશથી આવતા જોયા ! આ વ્યાસપુત્ર અત્યંત તેજસ્વિ તથા પ્રતાપી છતાં તેમના મનની વૃત્તિ સદા ભગવંતના ચરણ-કમળને વિષેજ ધારણ કરેલી હતી, એટલે બીજી કશી વસ્તુપર ચિત્ત નહિ હોવાને લીધે તેઓ શૂન્યમૂઢ જેવા લાગતા હતા; તેમનું વય સોળ વર્ષનું, શરીર અતિ ઊંચું, પાંસળીઓ પુષ્ટ તથા શરીરથી આચ્છાદિત થયલી, ને કંઠ શંખ સમાન કોમળલાંકવાળો હતો, ને એકંદર રીતે આખું શરીર તેજથી અતિ દેદીપ્યમાન હતું છતાં પોતે યોગાભ્યાસ કરનારા પુરૂષોમાં શ્રેષ્ઠ અને સાક્ષાત બ્રહ્મભૂતજ હોવાથી હું તું પણું નાશ થઈ જવાને લીધે (અર્થાત લજ્જા મુક્ત થઇ સર્વત્ર બ્રહ્મજ છે એમ જાણવાને લીધે) શરીરે નગ્ન રહેલા હતા. ને તેમનું મુખ જો કે અત્યંત કાન્તિમાન તથા સ-કોમલ હતું છતાં અવધુતપણાને લીધે તેની કશી સંભાળ ન રહેવાથી તે પર સુંદર સ્નિગ્ધ કેશ ચારેબાજુ વીંટાઈ વળેલા હતા ! આવો અવધૂત અને દિગંબર વેશજોઇ આ કોઇ દિવાનો હશે એમ ધારીને ઘણાંક બાળ-કો ને સ્ત્રીઓ તેમની પછવાડે ટિંખળ કરતાં ને હાસ્ય કરતાં તથાં નાચતાં કુદતાં દોડતાં હતાં; કેટલાંક તેમના પર થુંકતાં હતાં, કેટલાંક તે મહાત્મજ-પર ધુળના ખોબા ભરી ભરીને નાંખતા ચારેબાજુએ વીંટીવળેલાં હતાં છતાં પોતે જેમ પોતાની આસપાસ ભમતી અનેક માંખીઓને મદોન્મત્ત હાથી કંઇ લેખવતો નથી, તેમ આ શુક યોગી તેઓને ન ગણકારતા ચાલ્યા આવતા હતા. તેમનું આખુ શરીર ધૂળથી સફેત થઇ ગયું હતું, ને રાખથી ઢાંકેલો અગ્નિ જેમ પ્રત્યક્ષ દેખાતો નથી તેમ આવા વિચિત્ર વેશથી તે મહાત્માનું તેજ અપ્રકાશિત રહ્યું રતું.

આ મહાત્માને આવતાં જોઈ સકલ મુનિયો તત્કાળ હાથ જોડી ઊભા થયા, ને આનંદનો પોકાર કરવા લાગ્યા. એવું જોતાંજ તેમને પછવાડે લાગેલાં તે મૂઢ સ્ત્રીઓ તથા બાલકો તુરત આશ્ચર્ય સહિત લજ્જા અને ભયપામી પાછાં હઠીગયાં, ને આ પવિત્ર શુકાચાર્યને ઋષિ સમુદાય સન્માન આપેછે, માટે તે કોઇ મહાત્મા પુરૂષ છે, અને આપણે તેમને જે ત્રાસ આપ્યો એ ઘણુંજ નિંદ્ય કર્મ કીધું છે". એમ વિચારી અત્યંત

પશ્ચાત્તાપ કરતાં તે સૌ શુક મુનિને વારંવાર નમસ્કાર કરી પોતપોતાને ઘેર ગયાં. હવે સર્વ ઋષિઓએ શુકાચાર્યને બેસવા સારૂ ઉત્તમ ઉંચ્ચ આસન આપ્યું, ને કમળની કર્ણિકાને મધ્યમાં રાખીને સર્વ બાજુએ ફરતી જેમ પાંખડીઓ આવી રહેલી હોય છે, તેમ તે સર્વ મુનિયો તેમની આસપાસ ભરાઇને બેઠા. આ સમયે એ જ્ઞાનરૂપ મહાસમુદ્રમાં બ્રહ્મરૂપ નિર્મળ ચંદ્રની પેઠે તેજસ્વિ સિંહાસન પર વિરાજમાન થયલાલા શુકાચાર્યની સર્વ ઋષિયોએ યથા વિધિ પૂજા કરી, ને સર્વ હર્ષ ગર્જના કરતા પ્રફુલ્લિતવદને તેમનાં વચનામૃતોનું શ્રવણ કરવા આતુર થઈ ર હ્યાં તે વખત જાણે નક્ષત્ર ગણોની મધ્યે ચંદ્ર ઉદય થયો હોયની શું, એવા શુક મુનિ તે ઋષિસમૂહમાં શોભવા લાગ્યા.

---

## અધ્યાય ૨ જો.

વળી સૂત પુરાણી તે શૌનકાદિ ઋષિયો પ્રત્યે કહેવા લાગ્યા, "હે ઋષિવરો, પછી તે સભામાં શુક મુનિને નમન કરી મોક્ષની ઇચ્છાવાળા પરીક્ષિત રાજાએ પ્રશ્ન કરયો, ત્યારે મુનિયે તેને શ્રીમદ્ભાગવતની કથા કહી સંભળાવી, જે પરિક્ષિત રાજા સહિત અમે સર્વ સાંભળી, ને તેના ઉત્તમ પ્રભાવ તથા શુકમુનિના કૃપા પ્રસાદ વડે પરીક્ષિત રાજાનો મોક્ષ થયો. આવો અમૂલ્ય પ્રસંગ સંપૂર્ણ રીતે અવલોકન કરવાનો લાભ લઇ હું પછી આ ધર્મ સત્ર કરવાના ઉદ્યોગને માટે પ્રવૃત્ત થયલા સમગ્ર ઋષિગણોનાં દર્શન કરવા સારૂ અત્રે આવ્યો, ને તમો સર્વનાં દર્શનના લાભે કરીને આજે કૃતકૃત્ય થયો છું." આ પ્રમાણેનું સૂત મુનિનું વાકય સાંભળી શૌનકાદિ ઋષિયોએ ફરી તો મને કહ્યું, "હે સૂત, આપ હવે આ બાજી સર્વ વાતોનો ત્યાગ કરી માત્ર શ્રીવેદવ્યાસના શ્રીમુખથી આપે જે પવિત્ર કથા મૃત શ્રવણ કરેલું છે તેનુંજ કૃપા કરીને કથન કરો. વળી હે મહારાજ, આપ જે કથા કહો તે સઘળી સારાંશમાં તેમજ મુખ્યત્વે કરીને આત્માને સુખ આપનારી, પુણ્યકારક અને અમૃત કરતાં પણ મધુરી (મીઠી) હોવી જોઇએ." આ ઋષિ સમસ્તનું ભાષણ સાંભળી સૂતમુનિ આનંદિત થઈને બોલ્યા, "હે ઋષિવરો, અહો! હું કેટલો ભાગ્યવાન્ છું! અરે, હું વિલોમજ (ક્ષત્રિયના વીર્યથી બ્રાહ્મણીને પેટે ઉત્પન્ન થયલો) છું છતાં પોતાને અત્યંત ધન્યમાનું છું, કારણકે તમો સર્વે મહાજ્ઞાની અને વિદ્વજ્જનો છતાં મને તુચ્છજનને ભગવત્કથા શ્રવણ કરવા માટે પ્રશ્ન કરો છો. પણ અહો! તે સઘળું પરમ ગુરૂ શ્રીવેદ વ્યાસના પ્રભાવથીજ છે. કારણકે વૃક્ષને નામે

ફળ વૈરાગ્ય એ નિયમજ છે, માટે હે બ્રાહ્મણો, તમારી જિજ્ઞાસા છે તો હવે શ્રીવેદવ્યાસના મુખ થકી જે કંઈ મેં શ્રવણ કરયું છે, તે હું તમને યથામતિ સંભળાવું છું:—

એક સમયે દેવર્ષી નારદમુનિ સર્વ લોકમાં ભ્રમણ કરતા કરતા આ મૃત્યુલોકને વિષે આવ્યા, ને ભૂમંડળમાંનાં ઘણાંક પવિત્રસ્થળોનું અટણ તથા અવલોકન કરી પછી બદરિકાશ્રમ, કે જ્યાં શ્રીલક્ષ્મીપતિ વિષ્ણુ નર નારાયણ નામના ઋષિયોને સ્વરૂપે અવતરી આ જગત્‌ના કલ્યાણને અર્થે મહા ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા, ત્યાં પધારયા. હવે મોટા તાપસો, ઋષિયો, દેવતાઓ વગેરે નિરંતર જેમનું ધ્યાન ધરે છે, તથા જે શ્રીહરિનો અંશાવતાર છે, તે નરનારાયણના બદરિકાશ્રમની અદ્ભુતશોભા જોઇ નારદમુનિ અત્યંત પ્રસન્ન થયા. બોર, આમલી, બીલી, આંબા, જાંબુ, કોઠ, અશોક, વડ, અશ્વત્થ, ઇત્યાદિ અનેક પ્રકારનાં ફળ પુષ્પ તથા ગાયન કરનારાં પક્ષીયોથી યુક્ત ગગન ચુંબિત વૃક્ષો વડે તે આશ્રમ વિંટાયલો હતો; તેમજ ભગવંતના ચરણ કમળથી ઉત્પન્ન થયલી વિષ્ણુ પાદોદકી ગંગા (અલકનંદા) તેની ચારે બાજુએ વીંટ ખાઈને વહી રહી હતી, એવા પવિત્ર આશ્રમને જોઈ આનંદમહિત નારદમુનિયે તેમા પ્રવેશ કરયો; અંદર ગયા તો ત્યાં જીતેંદ્રિય છતાં પોતાના અંતઃકરણની વૃત્તિ જેમણે બ્રહ્મમાં (પરમાત્મામાં) લીન કરેલી છે, કામ ક્રોધાદિ છએ શત્રુઓનો જેમણે પરાજય કરેલો છે, તથા જેમનું તેજ અતિશય વિસ્તાર પામેલું છે, તે સકળ દેવોમાં શ્રેષ્ટ નરનારાયણનાં તેમને દર્શન થયાં. આવા પ્રભુને જોતાંજ નારદમુનિયે લાંબા થઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા, ને પછી ઉભા થઇ હાથ જોડી તેમની-ઘણી પ્રકારે સ્તુતિ કરી.

નારદમુનિ કહે છે, "હે સકળદેવોમાં શ્રેષ્ટ, હે જગન્નાથ, હે કૃપાસાગર, હે સત્પતે, હેસુવ્રત, આપ ભૂત ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણે કાળમાં સત્ય છો, અને તેથી કરીને જ્ઞાની જનો આપને સત્યાત્મા કહે છે. સત્યની ઉત્પત્તિ પણ આપમાંથીજ થઇ છે, ને તેથી કરીને આપ સત્યયોની પણ કહેવા ઓછો; માટે હે પ્રભો, હું આપને શરણ આવ્યો છું. ને હું સારી રીતે જાણું છું કે આપનું આ અતિઉગ્ર તપ, કે જેનું યથાર્થ આચરણ કરી શકવાને કોઈ સમર્થ નથી, તે આપના હિતને અર્થે નહિ, પણ માત્ર જગત્‌ના હિતને અર્થેજ—અર્થાત્ જગત્‌માં ધર્મ મર્યાદાનું સંસ્થાપન કરવાને અર્થેજ આપ કરો છો. જો આપ તપશ્ચર્યા વગેરે અનેક પુણ્ય કર્મો કરો છો, તો તે જોઇ તેને અનુસરીને બહુ પ્રાણીઓ સંસારથી તરે છે; પણ જો તેવાં ઉત્તમ આચરણ કરી આપ લોકોને દેખાડો નહિ તો આખું

જગત્ કળીયુગના પ્રભાવથી પાપ કર્મો કરી નરકમાં ડુબી જાય. કલયુગમાં એવી સ્થિતિ હતી કે સુકૃત કીંવા દુષ્કૃત કોઇ એક અમુક માણસેજ કર્યું છતાં તેનું માઠું સારૂં ફળ તેના હંસર્ગ કરનારાઓને પણ મળતું હતું. પરંતુ એ આગળની સ્થિતિનું નિરાકરણ કરીને આ કલિયુગને માટે તો એવા નિયમ બાંધવો જોઇએ કે જેનું કરેલું તેજ (પોતાનું કરેલું પોતેજ) ભોગવે. વળી હે ભગવન્, આ જગત્માં સૌ પ્રાણીમાત્ર વિષયાસક્ત છતાં સ્ત્રી, પુત્ર, ઘર વગેરે નાશવંત વસ્તુઓમાંજ આસક્ત રહેનારાં હોવાને લીધે તે મનથી કશું પરમાર્થ સાધન બની શકતું નથી; માટે તે સર્વેનું અને તે સાથે મારૂં પણ જેથી કરીને હિત થાય એવો કંઇ ઉપાય વિચાર કરીને આપ મને કહેવા સમર્થ છો. આપના મુખકમળથી કંઇ અમૃતવચનોનું શ્રવણ કરવાની ઇચ્છાથીજ હું સત્યલોકથી અહીં આવ્યો છોઃ અને વેદનાં વચનોથી એમ સિદ્ધ થાય છે કે ભગવંતને પરોપકાર કરવામાં બહુ પ્રીતિ છે; માટે હે પ્રભો, સર્વ લોકોના ઉપકારાર્થે હમણાં આપે મને એવો કંઇ કથા સાર સંભળાવવો જોઇએ કે જેના શ્રવણ કરવાથીજ પ્રાણીને નિર્ભય પદની પ્રાપ્તિ થાય."

આવી રીતનું નારદ ઋષિનું ભાષણ સાંભળી પરમાત્મા નારાયણ અતિ પ્રસન્ન થયા, ને સ્મિત હાસ્ય કરી નારદજી પ્રત્યે કહ્યું "હે બાપ, આવી તારી પરોપકાર બુદ્ધિ તથા ભગવત્કથાપર અત્યંત પ્રીતિ જોઇ મને બહુ હર્ષ પ્રાપ્ત થાય છે. માટે હું તને સકળ લોકને પવિત્ર કરનારી તથા પુણ્યકારક કથા સંભળાવું છું તે એકાગ્ર થઇ શ્રવણ કર. હે નારદ, એ પરમાત્મા, કે જે આ સકળ જગત્નો પાલક છતાં ગોપિકાઓનાં મુખ રૂપી કમળોની સુગંધિ લેનાર ભમર રૂપ છે, જે રાસ ક્રીડાના પ્રવર્તક તથા રસિક જનોના પરમ આભરણ રૂપ છે, અને જે વૃંદાવનને વિષે અખંડ લીલા કરનારા તેમજ સકળ વ્રજ લોકનું લાલનપાલન કરનારા છે. તે ભગવંતના અતિ અદ્ભુત અને અગમ્ય ચરિત્ર કથન કરવા માટે કોણ સમર્થ છે? હે વત્સ, જોકે એ ભગવતચરિત્રો અતિ અગમ્ય તથા અગોચર છે છતાં તારી શ્રવણ કરવાની પૂર્ણ જિજ્ઞાસા છે તો હું આનંદપૂર્વક તે ભગવંતનાં પરમ પવિત્ર અને મોક્ષદાયક ચરિત્રોરૂપ પુરૂષોત્તમ માસની કથા કહું છું: કે જેને શ્રવણ કરતાં દારિદ્ર, વૈધવ્ય ઇત્યાદિ સર્વ અશુભ દૂર થઇ પરમ યશ, સત્પુત્ર અને મોક્ષની પ્રાપ્તિ થાય છે." એ સાંભળી નારદે નારાયણને પૂછ્યું કે "હે ભગવન્, એ પુરૂષોત્તમ તે વળી કયા દેવ છે, અને તેમનું શું માહાત્મ્ય છે, એ વિષે મુને ઘણુંજ આશ્ચર્ય થાય છે. માટે કૃપા કરીને તેમની કથા વિસ્તાર પૂર્વક મને કહો."

સૂતમુનિ શૌનકાદિ ઋષિયોને કહે છે, એ પ્રમાણે બદરિકાશ્રમને વિષે નારાયણુ પ્રત્યે નારદ મુનિયે પૂછયું, તે સાંભળી તેમણે નારદની એકાગ્રવૃત્તિ જોઈને કહ્યું કે “હે વત્સ, એ પુરુષોત્તમ તો એક માસનું નામ છે, અને તેને સ્વામી સાક્ષાત્ કૃપાસાગર પૂર્ણ પુરૂષોત્તમ (શ્રીહરિ) હોવાને લીધે તેનું નામ સર્વ ઋષિયોએ પુરૂષોત્તમ માસ પાડયું છે. માટે એ પુરૂષોત્તમ માસનું જે કોઇ મનુષ્ય ભક્તિ પૂર્વક વ્રત આચરશે તેના ઉપર પરમ પુરૂષોત્તમ સંતુષ્ટ થશે.” એ સાંભળી નારદ મુનિયે ફરી પ્રશ્ન કરયો કે “હે ભગવન્ મધુ, માધવ, શ્રાવણુ, માર્ગશીર્ષ ઇત્યાદિક માસોનાં માહાત્મ્યો તો મેં સાંભળેલાં છે, પણુ તેની અંદર પુરૂષોત્તમ માસની કથા કદી સાંભળવામાં આવી નથી. માટે કયા મહિનાને પુરૂષોત્તમ માસ કહેવો, તથા તેના સ્વામી તે કૃપાસાગર પુરૂષોત્તમ કેવી રીતે થયા તે સર્વે મને દયા કરી કહો. હે સત્યસ્વરૂપ કરૂણાસાગર પ્રભો, તે પુરૂષોત્તમ માસનું સ્વરૂપ કેવું છે. ને તેનું વિધાન કેવી રીતે કરવું-અર્થાત્ તે માસ જ્યારથી શરૂ થાય ત્યારથી તેના અંગભૂત શાં શાં વ્રતોં આચરવાં, તેમાં સ્નાન દાનાદિ કેવી રીતે કરવું, તે સમયે જપ, પૂજા, તથા ઉપવાસ કેમ કરવા, તે તથા તે માસનું વ્રત કરયાથી કયા દેવ સંતુષ્ટ થાય છે, ને તે શું ફળ આપે છે, તે સવ મને કૃપા કરીને કહેશો. હે તપોધન, મેં જે આપને પુછયું, તે ઉપરાંત પણુ જે કંઇ કહેવા યોગ્ય હોય તે મને જરૂર કહેશો એવી આશા છે. કારણ કે દયાળુ મહાત્મા પુરૂષોનો સ્વભાવજ હોય છે કે કદાચ કોઇ પ્રશ્ન ઉપર પોતાના શિષ્યનું દુર્લક્ષ થવાથી તે પૂછવામાં ન આવ્યું હોય તોપણુ તેને પોતાના શિષ્યને ઉપદેશ કરે છે.

“વળી હે ભગવન, આ પૃથ્વી ઉપર જે જે મનુષ્યો અવતરે છે, તેઓમાં કેટલાક પારકા ભાગ્યપર જીવે છે. (અર્થાત પારકી આશાથી હમેશાં દુઃખી છે), કેટલાક દારિદ્ર વડે દુઃખી છે; કેટલાક રોગી, દીકરા વગરના, જડ, મુંગા, દાંભિક, અવિદ્વાન, મલીન, નાસ્તિક, નિર્બળ, નીચ, લંપટ, પારકી સેવા કરી પેટ ભરનારા, આશાભંગ, ભગ્નસંકલ્પી (જેનું ધારેલું પાર ન પડેલું હોય તે.), વીર્ય વગરના, કુરૂપા, કુષ્ટ આદિ રાજ રોગોથી પીડિત, વ્યંગ (જેના શરીરના અવયવ ઓછા હોય તે.) અથવા અંધ હોવાથી અતિ દુઃખી છે; કેટલાક પોતાના ઇષ્ટ મિત્ર, સ્ત્રી, પુત્રો, માતા, પિતા, ઇત્યાદિના વિયોગથી દુઃખી છે; કેટલાક શોક તથા નાના પ્રકારનાં સંકટોથી શરીરે ક્ષીણુ થવાથી પરમ દુઃખી છે; અને કેટલાક પોતાની ઇચ્છિત વસ્તુને વિયોગ થવાથી પરમ દુઃખી છે. તો એવી રીતે અનેક પ્રકારે પીડાતા પ્રાણીઓના હિતને અર્થે આ કથાને પ્રસંગે એવું

ઉત્તમ વ્રત બતાવો, કે જેનું આચરણ કરતાં તો શું, પણ જેનું શ્રવણ કિંવા પઠન (પાઠ કરવો તે.) માત્ર કરવાથી પ્રાણી, ઉપર કહેલા દુઃખોના બંધનમાં પડે નહિ, વળી હે ઋષિરાજ, આ ભૂલોકનું અટણ કરતાં વૈધવ્ય ( રંડાપો ), હિંસા દોષ, રક્ત, પિત્ત, અપસ્માર, ક્ષય વગેરે અનેક પ્રકારની દુષ્ટ વ્યાધિઓથી થતું વિકલાંગત્વ, ( દેહનું આકુળ વિકુલ થવું તે.) ઇત્યાદિ ઘણા પ્રકારથી લોકોને પિડિત થતાં મેં જોયા છે, તેથી હું ઘણોજ દુઃખી થયો છું, માટે હે જગન્નાથ, મારા ઉપર કૃપા કરીને મનને આનંદ આપે એવા વ્રતનું કથન કરો; કારણકે આપ સર્વજ્ઞ છતાં સર્વ તત્વોનું તત્વ છો."

સૂત પુરાણિક કહે છે—હે મુનિયો, આ પ્રમાણે દેવર્ષિ નારદજીનાં મધુર અને નમ્ર વચન સાંભળી શ્રીનારાયણ ઋષિ અતિ પ્રસન્ન થયા; એથી શ્રેષ્ટ મુનિ નારદજીનો યથાયોગ્ય પૂજાદિ સત્કાર કરયો, ને પછી મહાગંભીર વાણીવડે કરીને તેમના પ્રશ્નનો પ્રત્યુત્તર કહેવા લાગ્યા.

---

## અધ્યાય ૩ જો.

ઉપર પ્રમાણેનું સૂતમુનિનું વચન સાંભળી શૌનકાદિ ઋષિયો તેમને કહેવા લાગ્યા કે "હે પુરાણિક, હવે એ નારદમુનિએ કીધેલા સર્વ પ્રશ્નોના ઉત્તર નારાયણે કેવી રીતે આપ્યા; ને તેમણે શી કથા કહી, તે કૃપા કરીને અમોને કહો." એ સાંભળી સૂતજીએ તેમને કહ્યું, "હે ઋષિવરો, એ નારાયણ તથા નારદના પવિત્ર સંવાદરૂપ મેં જે સાંભળ્યું છે તે હવે શ્રવણ કરો." એમ કહી નીચે પ્રમાણે કથા ચાલુ કીધીઃ—

નારદ ઋષિનાં એ સર્વ પ્રશ્નો સાંભળિને અતિ હર્ષ પૂર્વક તેમને કહ્યું, "હે વત્સ પૂર્વે ભગવાન શ્રીકૃષ્ણને ધર્મરાજા (યુધિષ્ટિરે) એ એવાજ પ્રશ્નો પૂછ્યા હતા. એક સમયે તે પરમ ધાર્મીક તેમજ અજાત શત્રુ (જેને માથે કોઇ શત્રુ નહિ ) યુધિષ્ટિર રાજાને ધ્રતરાષ્ટ્રના દુર્યોધનાદિ પુત્રોએ દ્યૂત (જુગટું) રમતા હરાવી દીધા, ને છેવટે તે પોતાનું આખુ રાજ્ય તથા સ્ત્રી પણ હારયા ત્યારે તેમની સમક્ષ તે દુષ્ટ કૌરવોએ અગ્નિમાંથી ઉત્પન્ન થનારી દ્રૌપદીજીને કેશ ઝાલી સભા વચ્ચે ખેંચી લાવી તેમના શરીર પરથી વસ્ત્ર ઉતારીને મહાકષ્ટ દીધું હતું, તે સમયે પુરાણ પુરૂષોત્તમે તેમનું રક્ષણ કીધું હતું. પણ રાજ્ય જુગટામાં હારી જવાથી દ્રૌપદી સહિત સર્વ પાંડવો નગરનો ત્યાગ કરીને વનવાસે નિકળ્યા, તે ઉત્તરમાં આવેલા કામ્યકવનને વિષે જઇ વસ્યા, ને ત્યાં વનમાંનાં ફળ પુષ્પા-

દિક ભક્ષણ કરીને શરીરે અતિદુ:ખ ભોગવવા લાગ્યા. નિર્જન સ્થળમાં રહેવાને લીધે તેમનાં શરીરોપર બહુ મલીનત્વ આવી ગયું, શરીરના નખ તથા કેશો વધી ગયા, ને તપસ્વીસમાન સ્થિતિ થઇ રહી. આ હકીકત શ્રીકૃષ્ણ ભગવાનને ખબર પડવાથી પાંડવોને જોવાને અર્થે રૂષિયો સહિત પોતે તે વનમાં આવ્યા. ભગવાનને આવતા જોઇ પાંડવોએ તત્કાળ ઊઠી પ્રેમ પૂર્વક આલિંગન દીધું; ને નકુલ તથા સહદેવે તેમના ચરણ કમલમાં નમસ્કાર કરયા આ વખતે દ્રૌપદીજીએ પણ અતિસ્વસ્થ અંતઃકરણથી ભગવાનને નમસ્કાર કરયો. ભગવાને અરજુનાદિ પાંડવોને વસ્ત્રને બદલે હરિણનાં ચામડાં પેહેરેલા, ધુળથી ઢંકાઇ ગયેલાં શરીર તથા તેપર વધી ગયેલા કેશ સહિત જોયા, તેમજ દ્રૌપદીનું શરીરપણ અત્યંત દુ:ખ અને કલેશથી વ્યાપ્ત જોયું, ત્યારે ભગવાનને મનમાં ઘણુંજ દુ:ખ થયું. "અહો! મારા ભક્તો આવા દુ:ખી છે! શું દુષ્ટોએ એમને સંકટમાં નાખ્યા! હવે હું એ અધર્મી કૌરવોનો સમૂળો નાશ કરૂં." આવા વિચારથી ભગવાનને તુરત મહાક્રોધ ઉત્પન્ન થયો, જેથી તેમની ભ્રકુટી અતિ વક્ર થઇ-દૃષ્ટિપણ મહાક્રૂર અને વક્ર દીસવા લાગી. ચક્ષુ લાલ ચોળ સરખાં થઇ ગયાં, ને જાણે એક સાથે કરોડો કાળ પ્રકટ થયા હોય તેવો ભયંકર દેખાવ તેમના મુખનો થઇ ગયો. પોતાના દાંત વડે હોઠ કરડવા લાગ્યા, તેથી જાણે ત્રૈલોકયને દહન કરનાર પ્રલયાગ્નિજ હોયની શું એમ ભાસવા માંડયું. આ વખતે જાણે જાનકી હરણ થવાને લીધે તેમના વિયોગથી તપી ગયલા દશરથપુત્ર રામચંદ્ર ઊભા હોયની શું તેવું શ્રીકૃષ્ણનું ભયંકર સ્વરૂપ જોતાંજ અર્જુનને ધ્રુજાટ વછુટયો. એથી તુરત ઊઠી ધર્મરાજાની આજ્ઞા લઇ તેણે ભગવાનનું સ્તવન આરંભ્યું:

"હે, જગદીશ્વર, આપ આ સર્વ જગત્‌ના નાથ તથા રક્ષક છો, ને તે જગતમાં હું પણ આવી ગયો, તો પછી આપ મારી રક્ષા કેમ કરતા નથી? વળી આપ કે જેની માત્ર કરડી નજરજ થવાથી મોટા બ્રહ્મા સરખાનો પણ નાશ થઇ જાય છે, તેમને જ્યારે ક્રોધ ઊત્પન્ન થયો છે, તો તેથી કોણ જાણે શું વિઘ્ન થશે તે કહી શકાતું નથી. તેથી હે તાત, હે જગત્પતિ, આપ સંહાર કરનારા ક્રોધને શમાવી દ્યો. હે પ્રભો, આપ જેવાને જ્યારે ક્રોધ ઊત્પન્ન થયો, ત્યારે તો આખું ત્રૈલોકય નાશ પામશે. કારણકે આપ સર્વ તત્વોના જાણનાર, સર્વ કારણોના કારણ, વેદ તથા વેદાંગોના બીજરૂપ જે ઓંકાર તેના પણ બીજ રૂપ અને પરમેશ્વર છો. આપ સર્વ સચરાચર જગતને ઉત્પન્ન કરનાર, સર્વ મંડળીક પદાર્થોમાં પણ મંગળરૂપ અને સર્વના સનાતન બીજ રૂપ છો. ને એવા છતાં માત્ર

એક જણના અપરાધથી આખા જગતનો નાશ શા સારૂ કરવા ધારોછો? એક મત્સર જેવા જંતુને દહન કરવામાટે આખા ઘરને કેમ બાળી મૂકાય!

આવીરીતની અર્જુનની સ્તુતિ સાંભળી ભગવાન અત્યંત પ્રસન્ન થવાથી ક્રોધ શમાવી ચંદ્ર સમાન શીતળ થઇગયા, તે જોઇ પાંડવોને બહુ આનંદ થયો. પછી ભગવાનની ઉપરના અતિ પ્રેમ તથા પ્રીતિથી વિહ્વળ અને પ્રફુલ્લિત થઇ પાંડવોએ તેમની બહુ હર્ષયુકત પૂજા કીધી, ને વનમાંથી આણેલાં પકવ તથાં મધુર ફળો અરોગાવી સંતુષ્ટકીધા.

નારાયણ કહેછે, "હે નારદ હવે શરણ્ય તથા ભકતવત્સલ શ્રીકૃષ્ણ પ્રસન્ન થયાછે એવું જાણી અર્જુને બંને હાથ જોડી વારંવાર તેમને વિનંતી પૂર્વક નમસ્કાર કરયા. તે સાક્ષાત શ્રીમુખનાં વચનામૃતોથી પોતાના કાન પાવન કરવાનો સમય આવ્યો જાણી તેનો લાભ લેવા માટે અનેક પ્રકારનાં હરિચરિત્રો સાંભળવા સારૂ તેમના પ્રત્યે પ્રશ્નો કીધા; ને એમાં પ્રસગોપાત તેં મને પૂછયો છે (પુરૂષોત્તમ માસવિષે) તેવો પ્રશ્ન અર્જુને ભગવાનને પૂછયો. આવી રીતે પાંડવોનો અત્યંત ભકિતભાવ તથા પોતાપરતું હેત જોઇ અતિશય રાજી થઇને ભગવાને દ્રૌપદી સહિત તે સહુંની બહુ દિલાસાથી આગતા સ્વાગતા કરી, ને પછી તેમના પ્રશ્નના ઉત્તરમાં તેમને નિચે પ્રમાણે હિતકારક વચનો કહેવા માંડયાઃ—

શ્રી કૃષ્ણ ભગવાન કહે છે, હે રાજન, 'હે પાંડવો, તમારૂં કલ્યાણ થાઓ. તમને ધન્ય છે, તમે આ જે પ્રશ્ન મને પૂછયો છે તેનો પ્રત્યુત્તર કરવાને કોઇ પણ ઉત્સાહ કરી શકે તેમ નથી. કારણ કે તે પ્રશ્ન ઘણો અપૂર્વ (આગળ કોઇએ ન કરેલો એવો) છે. હે અર્જુન જો કે આ તારો ગુપ્ત પ્રશ્ન મોટા રૂષિયોને પણ ઘણો દુર્ઘટ છે, તથાપિ તું મારો ભક્ત તેમજ મિત્ર છે, અને વળી તને તે કથા સાંભળવાની પરમ જીજ્ઞાસા છે માટે હું તારી આગળ અનુક્રમે પ્રકાશ કરૂં છોં તે શ્રવણ કર. આ ઈશ્વર કૃત જગતમાં ચિરકાળ રહેનારા સ્થાવર તથા જંગમ જે જે પદાર્થો છે, તે સર્વને માથે પોતપોતાના અધિકારી દેવતાઓનું સ્વામીપણું હોય છે. જેમકે ચૈત્રને આદે લઈ બાર માસ પ્રત્યેકમાસની અંદરનાં પક્ષ, તિથિ વાર, દિવસ, ઘટિકા, પ્રહર, રાત્રિ રૂતુ, મુહુર્ત, દક્ષિણ તથા ઉત્તર એ બે અયન તથા સંવત્સર, એવી રીતના અનેક પ્રકારના કાળના વિભાગો કરેલા તે સર્વને માથે પોતપોતાના સ્વામીઓ છે. તેમ નદી, સમુદ્ર, દ્રહ (ધ્રો), કુવા, વાવ તથા નાના ઝરાઓ એ વગેરે જળનાપણ અનેક વિભાગોછે તેમને તથા લતા, ઔષધી, વૃક્ષ, વનસ્પતિ ઇત્યાદિ વનના વિભાગોને અને નગર, ગ્રામ, પત્તન, ગિરિ એ વગેરે સ્થળના વિભાગોને માથે પો-

તપોતાના સ્વામીઓ છે, જે મૂર્તિમાન છતાં સૌ સૌના ગુણો વડે પોતપોતાના અધિકાર ઉપર છતાં સર્વને પૂજવા લાયક છે, ને વળી તે સર્વ પોતાના સ્વામીયોના સંયોગ વડેજ માહાત્મ્ય પામીને શોભે છે. એ પ્રમાણે સદા નિયમિતરીતે સર્વ સૃષ્ટિ ચાલી જાયછે, તેમાં ઉપર જણાવેલા કાળ વિભાગો પણ વર્તે છે. હવે આપ્રમાણે નિરંતર ચાલવાથી કાળની વધ ઘટ છતાં કોઇ સમે તેમાંથી અધિક માસ ઉત્પન્ન થયો. ચૈત્રને આદે લઇ વૈશાખ, જ્યેષ્ટ અને છેવટ ફાગણ સુધી બારેમાસ છે, તે તો નિયમપ્રમાણે એક પછી એક પોતાનો કાળ ભોગવતા જાયછે, પણ તેઓમાંની કોઇ કોઇ વખતથતી તિથિઓની વધઘટ રૂપમેલ એકઠોથઇ કેટલેક વખતે તેનો આખો મહિનો થયો, જેથી તેનું નામ મળમાસ પાડયું, અને બાર મહિનાથી અધિક એ તેરમો મહિનો થયો, માટે તેને અધિક માસ કહેવા માંડયો. હવે આ અધિકમાસ નવોજ ઉત્પન્ન થયો, માટે તેને માથે, કોઇ સ્વામી (અધિકારી દેવતા) મુકરર થયલો ન હોવાથી તેને લોકો નિંધકારક અને અયોગ્ય કહેવા લાગ્યા. વળી તે માસમાં બીજા દરેક મહિનાઓમાં આવતી સૂર્યની સંક્રાતિ પણ ન આવવાથી અને તે મળ (મેલ) રૂપ હોવાથી કોઇપણ શુભ કર્મ તેમાં કરવું નિંધછે, એમ થઇ પડવાથી આ અધિકમાસ આખા જન સમુદાયમાં નિરૂપયોગી થઇ પડયો. નાનાપ્રકારના લગ્ન સમારંભો, યજ્ઞક્રિયાઓ, દેવપ્રતિષ્ટાઓ, તથા એ શિવાય બીજાં અનેક મંગળ કારયો આ અધિકમાસ આવે ત્યારે બંધ રહેવા માંડયાં કોઇ પણ નવાકાર્યનો આરંભ કરવો પણ આ માસમાં લોકોએ તજી દીધો, ને એમ સઘળી વાતે તિરસ્કાર થવાથી અપમાન પામી એ મળમાસ બહુ ખેદપામી ખિન્ન થઇ ગયો. સર્વ તરફથી અપમાન પામવું, અને કુટુંબ, નાત, જાત અથવા ઈષ્ટ મિત્ર, સ્વામી ઈત્યાદિ વગરના કેવળ નિરાશ્રિત અને નિરાધાર થવું, એના જેવું બીજું ખેદ પ્રદ શું છે? માટે આથી મહાદુખ પામી તે પોતાના મનમાં બહુજ ચિંતા કરવા લાગ્યો, ને હવે શું કરવું તેની તેને કશીસૂઝ પડી નહિ. પણ દુઃખમાં ધીરજ ધરવી એ સત્પુરૂષનું લક્ષણછે, અને તેમ કરવાથી ગમે તેવા મહાસંકટમાં ચારેબાજુથી ઘેરાયલા મનુંષ્યને પણ એકાએક તેમાંથી મુક્ત થવાનો માર્ગ મળી આવેછે. તેમ આ મળમાસના સંબંધમાં પણ બન્યું. ચારે બાજુથી સર્વના તિરસ્કાર અને ત્યાગને પાત્ર થયલો હોવાથી તે મહા સંકટના બોજામાં દટાયલો હતો, તે વખતે તેને એકાએક સ્મરણ થઇ આવ્યું કે "અરે! મેં સાંભળ્યું છે કે, જે અનાથ છે, જેને કોઈ શરણે રાખતું નથી, ને જેને કશો આશ્રય નથી, તે પ્રાણીને પૂર્ણ પુરૂષોત્તમ હરિ પોતાનો ઉદાર આશ્રય આપેછે. અને તટ-

લાજ માટે તે અનાથ નાથ, અશરણ શરણ અને નિરાશ્રિતના આશ્રય કહેવાય છે. માટે હું પણ તેમને શરણે કાં ન જાઉં?"

શ્રી કૃષ્ણ કહે છે, "હે અર્જુન, આવો વિચાર કરી મનમાં અત્યંત ધીરજ ધરીને તે મળમાસ હું જ્યાં વૈકુંઠમાં બેઠો હતો ત્યાં મારે શરણે આવ્યો. ત્યાં મહા તેજસ્વી મણિમય ભુવનને વિષે અમોલિક રત્નજડિત સિંહાસનપર મને બેઠેલો જોઈને તેણે પૃથ્વીપર પડી મને દંડવત્ પ્રણામ કરયા, ને પછી ધૈર્યથી બંને હાથ જોડીને અશ્રુથી ભરેલી આંખો તથા ગદ્‌ગદિત વાણી વડે મારીપ્રત્યે સંભાષણ કરવા લાગ્યો."

સૂતે કહ્યું કે "હે ઋષિવરો, આટલી કથા કહીને તે બદરિકાશ્રમને વિશે નિવાસ કરનાર મહર્ષિ નારાયણ બોલતા બંધ રહ્યા ત્યારે નારદે તેમને વળી પ્રશ્ન કરયો કે "હે પ્રભુ, વૈકુંઠ, કે જેને વિષે એક ક્ષણ માત્ર નિવાસ કરવો એ મોટા યોગીઓને પણ દુર્લભ છે, તે પવિત્ર ધામના અધિપતિ, પૂર્ણરૂપ, જગતનાં પાપને હરનાર, ભક્તિથી પ્રાપ્ય (ભક્તિથી મળે તે) જગતને અભય આપનાર, મુકુંદ અને બ્રહ્મરૂપ વિષ્ણુના ચરણ કમળને શરણે જઈએ મળમાસે શું ભાષણ કરયું, તે કૃપાકરી, જણાવશો."

## અધ્યાય ૪ થો.

નારાયણ કહેછે, હે નારદ, ભગવાનની સન્મુખ અધિકમાસે જે જે કહ્યું તે લોકોના હિતાર્થે હું તને સંભળાવું છીં. તે બોલ્યો, "હે ભગવંત, હે નાથ કૃપાનિધે, હું આપને શરણે આવ્યો છું, તો મારૂં તો રક્ષણ કેમ નહિ કરો. હે હરે, મોટા મોટા બલિષ્ટ અને શિષ્ટ પુરૂષોએ મને "મળમાસ" એવું નામ આપ્યું છે, તે હું અનાથ તથા સંક્રાંતિ રહિત છું તેથી મારે માથે સ્વામી ન હોવાના હેતુથી "મળમાસ" જાણી સર્વ લોકોએ મને શુભ કર્મથી તજ્યો છે. માટે આપને અશરણ શરણ તથા પરમ કૃપાળુ જાણી હું આપને શરણે આવ્યો છું. એવું છતાં આપ મારી સંભાળ કેમ લેતા નથી? આપનું કૃપાળુપણું ક્યાં ગયું? આપ આજે આવા કઠોર કેમ થઇ ગયા? હે દીનવત્સળ આપે વસુદેવપત્ની દેવકીજીનું મહા દુષ્ટ કંસના ભયથી રક્ષણ કરયું; દુષ્ટ બુદ્ધિવાળા દુઃશાસનના પાશથી દ્રૌપદીને આપેજ મુક્ત કરી, યમુના નદીના વિષયુક્ત જળથી ગાયો તથા ગોવાળોનુ રક્ષણ પણ આપેજ કીધું, તેમજ તે યમુનાને નિર્વિષપણુ આપેજ કરી, વળી એ ગાયો તથા ગોવાળોનું મહા દાવાનળ અગ્નિથી પણ આપેજ રક્ષણ કરયું, મગધ દેશાધિપતિ જરાસંધના બંધનમાંથી ઘણાક રાજાઓને

પણ શરણે આવવાથી આપેજ મુકત કીધા; તો એવીજ રીતે હું આપને શરણે આવ્યોછું છતાં આપ મારૂં રક્ષણ કેમ નહિ કરો? માટે હે ભગવાન, જેવી રીતે આપે ઘણી શીઘ્રતાથી સમુદ્રમાં રહેનાર ગ્રાહ (મગર) ના મ્હોંમાંથી ગજેંદ્રને મુક્ત કરી તેનું રક્ષણ કર્યું હતું, તેવીજ રીતે આ સમયે મારૂં રક્ષણ કરો." એ પ્રમાણે તે મળમાસ પ્રભુની પ્રાર્થના કરી નેત્રથી આંસુ વહેતા વહેતાં કર જોડી તેમની સન્મુખ ઊભો રહ્યો. ત્યારે તેની સ્તુતિ સાંભળી તેમજ તેની એવી દયામણી સ્થિતિ જોઇ ભગવાનને અત્યંત દયા આવી, તેથી તેની આશ્વાસના કરી તે પ્રત્યે કહેવા લાગ્યા કે "હે વત્સ, આટલું બધું દુ:ખ શાને ધરે છે? આવા અત્યંત દુ:ખમાં તું દટાઇ ગયા છતાં મારે શરણે આવ્યોછે, તો હું નિશ્ચે તેમાંથી તારો ઉદ્ધાર કરીશ. જો તું મને શરણ થયો તો પછી તારે હવે કઇ શોક કરવાનું કારણ નથી. કોઇ પણ પ્રકારનું સંકટ આવી પડયું હોય છતાં જે પ્રાણી આ (વૈકુંઠ) લોકને વિષે આવ્યો તેને તે દુ:ખ કશો બાધ કરી શકતું નથી. તો પછી તું શા વાસ્તે શોક કરે છે? આ વૈકુંઠ, કે જેમાં શોક, જરા (ઘરડપણ) અને મૃત્યુ તો પ્રવેશજ નથી કરી શકતાં, અને જે સદા આનંદથીજ ભરપૂર છે, તેમાં આવીને તું શામાટે દુ:ખી થાયછે! આવે ઠેકાણે તને દુ:ખી અને ક્ષીણ થતો જોઇ સર્વને આશ્ચર્ય થાય છે, માટે તારૂં સર્વ વૃતાંત મને નિવેદન કર."

એવું ભગવંતનું વાકય સાંભળતાંજ માથે ઉપાડેલા બોજાથી ભારે મરતા માણસનો બોજો ઉતારી નાંખતાં તે જેવો પરમ સુખપામે છે, તેવોજ આનંદ પામી મળમાસ તેમની (હરિની) પ્રત્યે નીચે પ્રમાણે પોતાનું દુ:ખ વર્ણવવા લાગ્યો:

'હે ભગવત્, આપ આખા જગતમાં આકાશની પેઠે સર્વ સ્થળે વ્યાપી રહ્યા છો, તો પછી આપનાથી તે અજાણીશી વસ્તુ હોય? આપ વિષ્ણુ એટલે સચરાચર પદાર્થોમાં નિવાસ કરનારા, સર્વના સાક્ષિભૂત, આખા જગતના નેત્ર રૂપ, કુટસ્થ (માયામાં વસેલી), અને સકળ પ્રાણિમાત્રનું જીવન છો; તથા આપના વગર કોઇપણ વસ્તુ ઠાલી નથી, તો પછી આપ મારા જેવા નિર્ભાગ્યવાનના અંત:કરણનું દુ:ખ કેમ નહિ જાણતા હો? પણ હું સારી રીતે જાણું છું કે આપ તો સર્વના અંતર્યામી છતાં ઈતર જનોને જણાવવાને અર્થેજ મારી પાસેથી સાંભળવા ઈચ્છોછો. એમછે તો હું મારૂં તે અનિવાર્ય દુ:ખ આપની આગળ નિવેદિત કરૂં છું, કે જેવું બીજા કોઈનું પણ દુ:ખ આપે સાંભળેલું કે જોયલું સુધ્ધાં નહિ હોય. હે સ્વામી એક નાનામાં નાની ક્ષણ અને પળથી માંડી ને તે મુહુર્ત, રાત્રદિવસ, પક્ષ

માસ અને છેવટ સંવત્સર પર્યંત સર્વ કાળવિભાગો પોતપોતાના સ્વામીના અધિકારથી નિરંતર નિર્ભય તથા આનંદમાં રહેછે. અને હું પણ તેઓના જેવોજ એક કાળ વિભાગછું, ને આપની ઇચ્છાથીજ આ જગતમાં ઉત્પન્ન થયલો છું, છતાં મારૂં કશું નામજ નહિ, મારે માથે કોઈ સ્વામી જ નહિ, તથા મારે કોઇનો આશ્રય પણ નહિ તેથી સર્વેએ મળી મને સત્કર્મથી દૂર કર્યોછે. ને તેઓ તરફથી એમ તિરસ્કાર થવાથી કોઇ અંધ જન જેમ ખાડામાં પડીજવાથી તેમાં કંટાળી છેવટે મરવાનેજ ઇચ્છે તેમ હું પણ આ અવદશાને પ્રાપ્ત થવાથી મોતનેજ ઇચ્છુ છું. જે નિંદાપાત્ર થયા તેને જીવવા કરતાં મરવુંજ ભલું છે ને જે નિત્ય ને માટે સંતાપનો ભોગ થઇ પડ્યા, તેને તે સુખ ક્યાંથીજ હોય! માટે હે ભગવાન હું એટલુંજ કહેવા માગુંછું કે હવે મારે જીવવાની ઇચ્છા નથી. હે પ્રભો, આપ પરદુઃખ ભંજન તથા પરોપકાર કરનાર હોવાથી વેદ તથા પુરાણોને વિષે પુરૂષોતમ એવે નામે પ્રસિદ્ધ છો, માટે પારકો ઉપકાર કરવો, તેમજ શરણે આવનારનું દુઃખ દુર કરવું, એ વગેરે જે આપના સ્વાભાવિક ધર્મો છે, તે ધ્યાનમાં લઇ મારા સંબંધમાં આપને જે યોગ્ય લાગે તે કરશો. એ ઉપરાંત હું દીનજન આપને ઘણું શું કહું? એ પ્રમાણે સ્તુતિ કરી છેવટે હે હરે, હું મરૂંછું, મરૂંછું, મારૂં રક્ષણ કરો એમ મોટેથી પોકારતો એકદમ તે લક્ષ્મીપતિ (વિષ્ણુ) ના ચરણમાં પડયો જે જોઇ સર્વ સભાને આશ્ચર્ય થયું!

એ પ્રમાણે તે અધિકમાસ વિનંતી કરી નિરાશ થઇને પડી ગયો તે જોઇ પ્રભુને અતિશય દયા ઉત્પન્ન થઇ; તેથી મેઘની ગર્જના સમાન ગંભીર અને રમ્યવાણીવડે તેના પ્રત્યે ચંદ્રકિરણ સમાન શીતળ કરનારૂં ભાષણ કરવા લાગ્યા.

સૂત પુરાણિએ શૌનકાદિ ઋષિયોને કહ્યું, "હે મુનીવરો, એ પ્રમાણે બદરિકાશ્રમ નિવાસી મહર્ષિ નારાયણે નારદમુનિ પ્રત્યે પાપોનો નાશ કરનારી કથા કહી જે સાંભળી અતિ આનંદ પામીને સપ્રેમ અંતઃકરણ વડે હવે પછીનું વૃતાંત સાંભળવા નારદમુનિ તત્પર થઇ રહ્યા."

---

## અધ્યાય ૫ મો.

પછી નારદે પૂછ્યું કે "હે નારાયણ એ અધિકમાસને પછી વિષ્ણુ ભગવાનને શું કહ્યું?" એ સાંભળી નારાયણ ઋષિ બોલ્યા કે "હે વત્સ, આપણે આગળ કહી ગયા કે કામ્યક વનને વિષે અર્જુનાદિ પાંડવો આગળ શ્રી કૃષ્ણે આ કથા કહેલી છે તમણે અર્જુનને આ પ્રમાણે કહ્યુ હતું:—

તે અધિકમાસ શ્રીહરિ સન્મુખ લાંબો થઈને પડેલોછે, તેને ગરૂડે પોતાની પાંખો વડે વાયુ ઉડાડી સાવધ કરયો, ત્યારે તે બોલ્યો કે "હે પ્રભો, હે જગત્પતિ, મારૂં રક્ષણ કરો. નહિ તો હવે મને જીવવું સારૂં લાગતું નથી. હું આપને શરણ આવ્યો છતાં મારી ઉપેક્ષા (અવગણના) કેમ કરોછો ?" આપ્રમાણે વારંવાર વિલાપ કરતાં તથા થરથર કાંપતા અધિકમાસને જોઇ દયા લાવી વૈકુંઠવાસી ભગવાન તેનો હાથ ઝાલી બેઠો કરતાં બોલ્યા, "હે વત્સ, ઊઠ, બેઠો થા; તારૂં કલ્યાણ થાઓ; તું ખેદ ન કર તું નિરીશ્વર (માથે ધણીવગરનો) હોવાથી તારૂં દુ;ખ અનિવાર્ય છે એમ હું જાણુંછું, માટે તારા દુઃખનો અંત લાવવાનો ઉપાય મેં યોજી રાખ્યો છે. હે બાપ, તું અહિંથી મારી સાથે ગોલોકને વિષે ચાલ. એ લોક (ગોલોક) યોગીપુરૂષોને પણ પરમ દુર્લભ છેઃ અને મારૂં મૂળસ્વરૂપ જે પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ તેમનું એ નિવાસસ્થાન છે. તેમાં વસનારા તે શ્રીકૃષ્ણ ચંદ્રના સ્વરૂપનું હું શું વર્ણન કરૂં ! નવાચઢી આવેલા મેઘ સમાન શ્યામ જેમના શરીરનું વર્ણ છે, બે ભૂજા વાળા છતાં હાથને વિષે જેમણે મધુરી મુરલી ધારણ કરેલી છે, નવાં ખીલેલાં રાતાં કમળો સમાન કોમળ અને મધુરાં જેમનાં સુંદર નેત્રોછે, તથા જે નિરંતર ગોપીઓના સમુદાયમાં રહેનારા છે; વળી શરદ પૂનેમના ચંદ્ર જેવું નિર્મળ અને સુશોભિત છતાં કોટિ કામદેવ સરખી લાવણ્યતાથી ભરેલું સુંદર જેમનું મુખારવિંદ છે, વીજળીના સરખી આભાવતું પીતાંબર જેમણે પહેરેલુ છે. મુકતાફળો, મણિયો, તથા અનેક પ્રકારનાં સુપુષ્પોની અનેક માળાઓ કંઠે પેરેહેલી છતાં તે સર્વની આસપાસ આવી રહેલી મોટી વનમાળા જેમણે ધારણ કરેલી છે, શ્રી અંગપર અનેક પ્રકારના રત્ન અલંકારો ધારણ કરેલા છતાં ભકતવત્સલ પણાને લીધે પ્રેમ લક્ષણ રૂપ મુખ્ય ભૂષણ જેમને શરીરે અત્યંત શોભી રહ્યું છે; સર્વઅંગે કેસર, ચંદન, કસ્તુરી ઇત્યાદિ સૌભાગ્ય પરિમળોનો લેપ કરેલો છે, જેના વક્ષ સ્થળ (હૃદય) ને વિષે શ્રી વત્સલાંછન અને દેદીપ્યમાન કોસ્તુભ મણી પ્રકાશી રહ્યાં છે. મસ્તકને વિષે જેણે ઉત્તમમાંનાં ઉત્તમ રત્નોથી જડેલો મુકુટ તથા કર્ણોમાં દિવ્ય મકરાકૃતિ કુંડલો ધારણ કીધાં છે, રત્નમય સિંહાસન ઉપર જે વિરાજમાન થયા છતાં જેની સેવામાં અનેક પાર્ષદ ગણો ઉભા રહ્યા છે. વળી જે બ્રહ્માને આદે લઇ ત્રણે દેવમાં શ્રેષ્ઠ, અને સર્વના જન્માદિકનું સ્વતંત્ર બીજ છતાં સર્વના આધારભૂત તથા પુરાણ પુરૂષોત્તમ સાક્ષાત પરબ્રહ્મ છે. પોતાની મહા પ્રબળ માયા વડે સર્વને નિયમમાં રાખનારા, ત્રિગુણાતીત પરિપૂર્ણ, સ્વતંત્ર, નિર્વિકાર, તથા નિરાપેક્ષ જે શ્રીકૃષ્ણચંદ્ર છે, તેજ તારૂં દુઃખ દુર કરશે; માટે ચાલ આપણે તેમની પાસે જઇએ."

એવી રીતે કહી મધ્ય સમુદ્રમાં ડુબતા મનુષ્યની બાંહે પકડી જેમ નાવિક વહાણમાં લઇલે, તેમ તેનો હાથ પકડી પરમદયાળુ હરિ તેને ગોલોકને વિષે લઇ ચાલ્યા. એ ગોલોક સ્થાન એવું દિવ્ય અને પ્રકાશિત છે કે જાણે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી જ્ઞાન માર્ગ પ્રકાશ કરનારો મહાજ્યોતિદીપક હોયની ! વળી આ ગોલોક પ્રલય કાળમાં પણ સર્વ લોકોની પેઠે નાશ ન થતાં સદા અચળ અને અવિનાશીજ રહે છે. કારણકે અસંખ્ય વિશ્વના જન્માદિકના કારણરૂપ સ્વેચ્છાચારી શ્રીકૃષ્ણચંદ્રની ઇચ્છાથીજ તે (ગોલોક) કોટિ સૂર્ય સરખું પ્રકાશમાન અને નાશ રહિત વિરાજે છે. પાતાળ, પૃથ્વી અને સ્વર્ગ એમણે લોકની ઉપર જે બ્રહ્મરૂપ છે. મહાજ્યોતિ પ્રકાશે છે, તેની અંતર્ગત (માહે) પરમ મનોહર અને અક્ષય તે ગોલોક આવેલું છે. એ ત્રણ કોટિ યોજન વિસ્તાર વાળું મંડલાકાર અને સર્વોત્કૃષ્ટ મહા તેજસ્વી છે; અમૂલ્ય રત્નમય તે લોકની ભૂમિ છે, ઉત્તમ રત્નોથીજ રચાયલાં દિવ્ય અને સુશોભિત અસંખ્ય મંદિરો તેમાં સોભી રહ્યાં છે. વળી ત્યાં આધિ, વ્યાધિ, જરા, મૃત્યુ, શોક, ભય વગેરે કશું પણ ન હોવાથી તે લોક યોગી પુરુષોને પણ પ્રાપ્ત થવું દુર્લભ છતાં વૈષ્ણવજનોને અવલોકન કરવાને તથા નિવાસ કરવાને યોગ્ય છે; ને સર્વના ઇશ્વર પરમાત્માએ પોતાના અબાધ સામર્થ્યે વડે તેને અંતરીક્ષ્ય ધારણ કરેલું છે. તે લોકથી પચીશ કોટિ યોજન જેટલું નીચું દક્ષિણ બાજુએ વૈકુંઠલોક આવેલું છે, ને ડાબી બાજુએ (ઉત્તર તરફ) તેટલેજ અંતરે શિવલોક છે. આ બે લોક પણ ગોલોક જેવાંજ સુંદર અને મનોહર છે; પરંતુ તેના જેટલાં મોટાં નથી. વૈકુંઠલોક એક કોટિ યોજન વિસ્તારવાળું, ને મંડલાકાર છે તથા દિવ્ય પીતાંબરાદિ વસ્ત્રાભૂષણો ધારણ કરનાર વૈષ્ણવો તેમાં નિવાસ કરે છે. વળી તે સર્વેને શંખ, ચક્ર, ગદા, પદ્મ ઈત્યાદિ આયુધો ધારણ કરવાથી અતિશોભીતી ચાર ભુજાઓ છે; તથા તેમની સ્ત્રીઓ પણ મંજુલ શબ્દ કરતાં નૂપુર તથા મેખલાદિ સંગાર ધારણ કરેલી, અને લક્ષ્મીજી સમાન છે.

હવે ડાબી બાજુએ જે શિવલોક છે તે પણ વૈકુંઠની પેઠે એ કોટિ યોજનના વિસ્તારવાળું છતાં અનાદિ સિદ્ધ છે, કારણકે (ગોલોક અને વૈકુંઠની પેઠે) તે પણ સૃષ્ટિના આરંભકાળે ઉત્પન્ન થયું નથી, તેમ પ્રલયકાળમાં તેનો નાશ પણ થતો નથી. એ લોક શંકરના પાર્ષદોથી વિંટાયલું છે. તેમાં વસનારા મહાદેવના ગણોનાં સ્વરૂપ પણ શંકરના જેવાંજ છે. તેમના સર્વ અંગોપર ભસ્મનો લેપ, સર્પોનાં યજ્ઞોપવીત તથા આભૂષણો, અને કપાળને વિષે ચંદ્રમાં ધારણ કરેલ છે. તેમજ હાથને વિષે ત્રિશળ અને

ત્રિશૂલ તથા મસ્તકને વિષે (જટામાં) ગંગા ધારણ કરેલાં છે. એવી રીતે સર્વે ત્રિનેત્રવાળા જયશાલી તથા મહા શૂરાઓ છે.

હવે એ બંને લોક (વૈકુંઠ અને શિવલોક) ની ઉપર આવેલા ગોલોકમાં વસનારૂં જે ભગવાનનું સ્વરૂપ છે. તે પરમજ્યોતિર્મય (તેજરૂપજ) અત્યંત મનોહર, નિરંતર પરમ આલ્હાદકારક તથા સર્વોત્કૃષ્ઠ આનંદ પ્રાપ્ત કરનારૂં છે. એ જ્યોતિસ્વરૂપ ( કેવળ તેજનુંજ બિંબ ) કે જે પરાત્પર અને નિરાકાર છતાં આનંદકારક છે, ને યોગ સામર્થ્યે કરીને જ્ઞાનદૃષ્ટિથી યોગીઓ જેનું નિરંતર ધ્યાન ધરે છે, તે બિંબની માંહે જે એક સુંદર, મનોહર અતિશય ઉત્તમ સાકાર (આકારવાળું–મૂર્તિમાન) સ્વરૂપ વિરાજી રહેલું છે, કે જેનું સ્વરૂપ આપણે આગળ વર્ણન કરી ગયા તેવું છે—અર્થાત નીલ (કાળું) કજ્જલના જેવું શ્યામ જેવું શરીર છે, નવીન ખીલેલા રક્ત કમલ સમાન જેનાં અરુણ નેત્રો છે, શરદઋતુના જેવા કોટિચંદ્રમાની શોભાને તુચ્છ કરે તેવું જેનું મુખારવિંદ છતાં કોટિમદન સૌંદર્ય લીલાનું જે સ્થાનકજ છે; વળી જેને ગજેંદ્ર શુંડના જેવી ચુડી ઉતાર સુંદર બાજુઓ છતાં સુંદર ખીલેલાં કમલો સરખા શ્રી હસ્તમાં મુરલી ધારણ કરેલી છે, વદન સદા હસ્તું અને કટિવસ્ત્ર સુંદર પીતવર્ણનું પેહેરેલું છે, જેના વક્ષસ્થળમાં શ્રીવત્સલાંછનની પૂર્ણ શોભા ઉપરાંત દેદીપ્યમાન કૌસ્તુભમણિ વિરાજી રહેલો છે, જેના સ્નિગ્ધ કેશવાળા સુંદર મસ્તકપર ઉત્તમ પ્રકાશવાલા રત્નોથી જડલો કિરીટ (મુકુટ) તથા પોંચામાં કડાં અને તોડા શોભી રહ્યા છે, જે રત્નસિંહાસનપર વિરાજેલા તથા વનમાલા (કંઠથી તે ચરણ સુધી આવેલી લાંબી કમળ ઇત્યાદિ સુપુષ્પોની માળા) ધારણ કરવાથી સુશોભિત છે—એજ પરાત્પર સ્વતંત્ર સર્વેશ્વર સર્વનું બીજ, સર્વના આધારભૂત એવા "શ્રીકૃષ્ણ" એવે નામે પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે. તે પ્રભુ નિરંતર આઠ વર્ષના સુંદર બાલક જેવડા છતાં ગોવાળને રૂપે રહી ક્રીડા કરે છે; તે કોટિચંદ્રમાના જેટલી શીતળતા ભરેલી દૃષ્ટિવડે ભક્તજન ઉપર અનુગ્રહ કરનારા છે વળી તે શ્રીહરી ઇચ્છારહિત. નિર્વિકારી, પરમશાંત અત્યંત પરિપૂર્ણ અને રાસેશ્વર–ગોપીઓના રાસમધ્યે વિરાજનારા છે. એ પણ મંગળરૂપ, મંગળવસ્તુ ધારણ કરવાને યોગ્ય, સર્વ માંગલ્યમાં માંગલ્ય પરમાનંદરાજ, સર્વદા સત્યરૂપ, અવ્યય, અને નાશ રહિત છે. તે સર્વ સિદ્ધ પુરૂષોના ઇશ્વર, સર્વ સિદ્ધિરૂપ, સર્વ સિદ્ધિના આપનાર, પ્રકૃતિથી (માયાથી) પર, સર્વના નિયામક, સત્વાદિ ગુણરહિત, અને શાશ્વત (નિત્ય રહેનારૂં) સ્વરૂપ છે. એ પરમાત્મા આદિ પુરૂપ અવ્યક્ત, સર્વકાળ સ્વતંત્ર અને અદ્વિતીય (જેના જેવો બીજો કોઇ નહિ એવા) છતાં ઇંદ્ર જેમનુ

સ્તવન કરે છે. જે સત્યમેવ શાંતરૂપ છતાં શાંતી ધારણ કરનાર પુરુષના આશ્રય છે, અને પરમશાંત વૈષ્ણવો જેનું ધ્યાન કરે છે; એવું સમગ્ર સર્વોત્કૃષ્ટરૂપ ધારણ કરનાર એકજ એક તે પરમાત્મા શ્રીકૃષ્ણ ચંદ્રજ છે, કે જે સર્વોપરિ ગોલોકને વિષે વસે છે," આટલું કહી તે વૈકુંઠપતિ વિષ્ણુએ પોતાને શરણે આવેલા અધિકમાસને સાથે લઇ તે વિરજા નદીથી વિંટાયલા ગોલોકને વિષે શીઘ્રતાથી ગમન કર્યું.

(સૂત પુરાણીએ કહ્યું,) "હે ઋષિવરો, જેણે કરીને સત્કર્મ પ્રાપ્ત થાય એવી ઉપરની કથા કહી બદરિકાશ્રમ નિવાસી નારાયણ ઋષિ બોલતા બંધ રહ્યા. ત્યારે તે કથા રૂપી અમૃતના સાગરમાં લીન થયલા નારદમુનિ હવે પછીનું વૃતાંત શ્રવણ કરવાને બહુ ઉત્સાહથી પ્રશ્ન પૂછવા લાગ્યા."

## અધ્યાય ૬ ઠો.

નારદે પૂછ્યું, "હે નિષ્પાપ, હે નારાયણ, એ ગોલોકને વિષે જઇ વિષ્ણુએ પછી શું કર્યું, તે સાંભળવાની મારી ઉત્કંઠા છે. માટે કૃપા કરી જણાવશો." એ સાંભળી મહર્ષિ નારાયણે કહ્યું, "હે વત્સ નારદ અધિકમાસ સહિત વિષ્ણુ ભગવાન ત્યાં ગયા, તો તે લોકની મધ્યમાં અનેક મણિમય સ્તંભથી સુશોભિત ભગવંતનું મંદિર આવેલું છે જે કેવળ જ્યોતિર્મય મનોહર સ્થાન છે, તે દુરથી તેમના જોવામાં આવ્યું. તે સ્થાનનાં અતિશય તેજ વડે તેમનાં નેત્રો મીચાઈ ગયાં, પણ તુરત સ્વસ્થ થઈ હળવેથી નેત્ર ઉઘાડી અધિકમાસને પોતાની પાછળ રાખી ભગવાન ત્યાં ગયાં તો તેની અંદર એક મધ્યમાં આવેલું બીજું ઉપ મંદિર છે, તેના દ્વારમાં પ્રવેશ કરે છે તો શ્રીહરીને જોતાંજ દ્વારપાળે તેમના ચરણારવિંદને નમસ્કાર કર્યો. પછી છેક માંહે ગયાં, તો ત્યાં પૂર્ણ પુરૂષોત્તમ વિરાજેલા હતા તેમને વિષ્ણુએ પ્રેમવંદન કર્યું; ને પછી તે ગોપી સમૂહમાં રત્નસિંહાસનપર વિરાજેલા પરમાત્માની હાથ જોડી રૂડી પ્રકારે સ્તુતિ કરી:—

"હે પ્રભુ, આપ કે જે સત્વાદિ ગુણ રહિત, અવ્યક્ત અને વ્યય રહિત છતાં ગોપવેશ ધારણ કરવાથી વ્યક્ત છો, એવા સર્વ વ્યાપી ભગવાનને હું નમસ્કાર કરૂં છું. જે નિરંતર બાળવય છતાં શાંત, કોટિ મદનતુલ્ય મનોહર, નૂતન (નવા) મેઘના જેવા શ્યામ સુંદર અને ગોપીઓના નાથ છે, તમને નમસ્કાર કરૂં છું. જે વૃંદાવનમાં આવેલી સુંદર ઘટાઓમાં રાસમંડલને વિષે નિરંતર શોભે છે. પીતાંબર ધારણ કરનાર, સૌમ્યમૂર્તિ, અને લલિતત્રિભંગી (મુરલીનાદ કરતી વેળા શ્રીહરિ શરીરના મનો-

હર ત્રણવાંક કરી ઊભા રહે છે, તે અતિ શોભાયમાન આકૃતિ) છે, એવા જે રાસેશ્વર, રાસવિલાસી, રાસોત્સવ કરવાને ઉત્સુક અને મુરલીધર અચ્યુત છે, તેમને વારંવાર નમસ્કાર કરૂં છોં:" આવું સ્તવન કરતાંજ શ્રીકૃષ્ણના પાર્ષદે વિષ્ણુનો સત્કાર કરી તુરત તેમને રત્નસિંહાસનપર બેસાડયા.

નારાયણ કહે છે, "હે નારદ, આ વિષ્ણુએ કરેલું શ્રીકૃષ્ણનું સ્તોત્ર પ્રાત:કાળમાં ઊઠીને પઠન (પાઠ કરવો) કરશે તેનાં સર્વ પાંપોનો નાશ થઇ ઊત્તમ ફળની પ્રાપ્તિ થશે. અને તેને પુત્ર પૌત્રાદિની વૃદ્ધિ કરનારી શ્રીગોવિંદની ભક્તિ પ્રાપ્ત થવા ઉપરાંત અપકીર્તિનો ક્ષય થઇને સત્કીર્તિની પ્રાપ્તિ થશે."

હવે ઉપર પ્રમાણે સ્તવન કરી સિંહાસન પર વિરાજ્યા પછી વિષ્ણુએ પોતાની સાથે જે મળમાસ હતો તેને શ્રીકૃષ્ણના ચરણમાં નમસ્કાર કરાવ્યો; કારણકે તે તેમના સન્મુખ આવતાં બહુ કાંપતો હતો. એને નમસ્કાર કરતો જોઇ શ્રીહરિએ પૂછયું કે "આ કોણ છે, ને અહીં શા વાસ્તે આવ્યો છે? વળી આ ગોલોક કે જેમાં કોઇને પણ દુ:ખ ન છતાં સૌ સદા સર્વદા આનંદમાં નિમગ્ન રહે છે, ને દુ:ખકે દુર્વાર્તા કોઇને સ્વપ્નામાં પણ આવતી નથી ત્યાં આવીને અને વળી મારા સન્મુખ ઊભો રહીને એ શા માટે નેત્રોમાંથી અશ્રુધારા કાઢી રડે છે? ને કંપાયમાન થતો કેમ ઉભો છે?" આવાં ઘનશ્યામ ગોલોકપતિનાં વચન સાંભળી વિષ્ણુ સિંહાસન પરથી હેઠે ઉતરીને તે મળમાસ સંબંધી સર્વ વૃત્તાંત તેમને નિવેદન કરવા લાગ્યા. તે બોલ્યા કે, "હે વૃંદાવન ચંદ્ર, મુરલીધર શ્રીકૃષ્ણ, આ અધિક માસ નામના પુરુષનું સર્વ દુ:ખ હું આપને વિદિત કરૂં છું તે કૃપા કરી સાંભળો:–

આપ સર્વજ્ઞ અને સર્વેશ્વર તથા સર્વાંતર્યામી છો, તો આપનાથી અજાણ્યું કશું નથી. આ સ્વામી વગરનો મળમાસ છે, જે સર્વનો તિરસ્કાર પામવાથી મહા દુ:ખી છે. ને તેટલાજ માટે હું તેને આપને શરણે લઈ આવ્યો છું; માટે આપ તેનાપર કૃપા કરી તેનું દાવાનળ સરખું તીવ્ર દુ:ખ દૂર કરશો. એ અધિક માસમાં સૂર્યનું સંક્રમણ (સંક્રાંતિ–દરેક મહિનામાં જે સૂર્યનારાયણ બાર રાશિમાંના અમુક એકાદ રાશિથી બીજા રાશિ સ્થાનપર ગતિ કરે છે તે.) નહિ હોવાથી તે મલીન થઈને શુભ કામને વિષે નિરંતર અયોગ્ય થયો છે. એને માથે કોઇપણ નિયામક દેવતાં નહિ હોવાથી એના અમલમાં (એની અંદરના સર્વ દિવસોમાં) સ્નાન દાનાદિક કશું પુણ્ય કર્મ પણ કરવું નહિ એમ વનસ્પતિ લતાદિકથી માંડીને તે બારે માસ, સંવત્સર, અયનો, દિન, રાત્રિ, ઘટિ, પળ વગેરે સૌએ મળી તેનો

ત્યાગ કરયો છે; કારણકે તે સર્વે પોતપોતાને માથે અધિપતિ દેવતાઓ હોવાથી તેના ગર્વવાળાં છે. આવી રીતે દુઃખરૂપી દાવાનળ વડે કેવળ દગ્ધ થવાથી હવે મરવુંજ ઉત્તમ છે એમ તે ધારતો હતો તેવામાં અન્યદયાળુ જનોની પ્રેરણાથી વૈકુંઠમાં મારી પાસે આવ્યો, ને ત્યાં રડતાં તથા કાંપતાં કાંપતાં પોતાનું અનિવાર્ય (મટી ન શકે એવું) દુઃખ મને કહ્યું. પરંતુ આપના શિવાય તેનું એ મહાદુઃખ નિવારણ કરી શકનાર કોઇ નથી માટે તેને અહીં લાવી મેં હાથ ઝાલી આપને સ્વાધીન કીધો છે. કારણકે આપ પારકું દુઃખ જોઇ શકતા નથી. એવું વેદ જાણનારાઓ પણ કહે છે. માટે કૃપા કરીને એને દુઃખ વગરનો તથા આનંદયુક્ત કરો, આપના ચરણારવિંદમાં આવેલો પ્રાણી કદી દુઃખી કે શોકવાન્ રહેતો નથી એવું વેદ વચન છે. વળી હે પ્રભો, જો એના ઉપર આપની કૃપા કદાચ ન હોયતો પછી શેવટે મને સંતોષ પમાડવા માટે પણ એનું દુઃખ નિવારણ કરશો એવી મારી પ્રાર્થના છે. કારણ કે હું એને માટે તો સર્વ કામ દૂર મૂકી અહો આવ્યો છું. વળી નીતિશાસ્ત્ર સંપન્ન મહાજ્ઞાનીઓ એમ કહે છે કે પ્રભુ સંન્નિધ વારંવાર બોલવું નહિ, માટે હવે હું એ સંબંધે આપને વધારે કહેવા ઇચ્છતો નથી." એવી રીતે પ્રભુનું વિજ્ઞાપન કરીને શ્રીહરિ હાથ જોડી તેમના મુખ કમળ સામું જોતા ઉભા રહ્યા.

આટલું કહી સૂતપુરાણિ છાના રહ્યા ત્યારે સર્વ ઋષિમંડળે તેમને કહ્યું, "અહો! હે સૂત, તમારૂં કલ્યાણ થાઓ! તમે ભગવત્કથામૃતનું દાન કરવામાં મોટા સૂરવીર છો, માટે તમારૂં આયુષ્ય ઘણાંજ વર્ષોસુધીનું લાંબું થાઓ કે જેથી તમારા મુખદ્વારા અમો નિરંતર શ્રીહરિલીલામૃતનું પાન કરવા ભાગ્યવાન્ થઇએ. હવે હે મુનીશ્વર, તે ગોલોક વાસી શ્રીકૃષ્ણે લક્ષ્મીપતિનું વચન સાંભળી શું કરયું, તથા પોતે શું બોલ્યા, તે કૃપાકરી કહો; કારણકે વિષ્ણુ અને શ્રીકૃષ્ણનો એ સંવાદ સર્વ લોકોપર પરમ ઉપકાર કરનારો થઇ પડશે. વળી હે સૂત, બ્રહ્મપુત્ર નારદ કે જે પરમ ભાગવત (ભગવદ્ભક્ત) હોવાથી સાક્ષાત્ શ્રીહરિનો દેહજ છે, તેમણે આ સંબંધે મહર્ષી નારાયણને શો પ્રશ્ન કરયો, તે અમોને સવિસ્તર સંભળાવશો કારણ કે તેમનું પ્રશ્ન કાંઇ સાધારણ નહિ છતાં સંસાર રોગના પરમ ઔષધ રૂપજ હશે.

---

## અધ્યાય ૭ મો.

સૂતમુનિ કહે છે, " હે તપરૂપી ધનવાળા ઋષિવરો, નારદમુનિયે પણ તમારા જેવોજ પ્રશ્ન કરયો હતો, તેના પ્રત્યુત્તરમાં નારાયણે કહ્યું, " હે નારદ, એ વિષ્ટરશ્રવા નામના વિષ્ણુને ગોલોકપતિ શ્રીકૃષ્ણે જેપરમ ઉદાર વચનો કહ્યાં તે જોકે ઘણાં ગુહ્ય છે છતાં તું પરમ ભાગવત હોવાથી હું તને સંભળાવું છું. કેમકે જે સુભક્ત, આસ્તિક અને દંભરહિત હોવા છતાં એ શ્રવણ કરવાને પરમ જિજ્ઞાસુ હોય તેનેજ એ સંભળાવવું જોઇએ. એ ગોલોક નાથનાં વચનો સુકીર્તિકર. પુણ્યકારક, યશ વધારનાર, સત્પુત્ર આપનાર. તથા મોટા ભૂપત સરખાઓને પણ વશ્ય કરનાર છે. માટે તેમને અનુસરી અનન્યભક્તિ યુક્ત આચરણ કરવાથી જોકે મનુષ્ય દ્રરિદ્રના દુ:ખથી પીડાતો હોયતો તેનું દારિદ્ર જઈ બહુ પુણ્ય પ્રાપ્ત થાય છે."

હવે હે વત્સ, તે પુરૂષોત્તમ પ્રભુ બોલ્યા કે, "હે વિષ્ણુ, હે શ્રીપતિ, હે વૈકુંઠાધીશ, તમે કે જે સાક્ષાત્ મારૂં સ્વરૂપજ છતાં મારા અંતઃકરણની ગુહ્ય ઇચ્છા પ્રમાણે અનુવર્તન કરનારા છો, તે આ મળ માસને બાંહે સાહી અહીં લાવ્યા તે ઘણુંજ સારૂં કર્યું; એને યોગે આ લોકમાં તમારી બહુ કીર્તિ થશે. તમે જેનો અંગીકાર કરયો તે જીવનો હું પણ સ્વીકાર કરૂ છું, ને તેટલા માટે આ મળમાસને તેના સર્વ દુઃખથી મુક્ત કરી તેમજ સર્વ થકી અધિક (મોટો) કરી સર્વ વાતે મારી બરાબરજ કરી મૂકું છું. અર્થાત્–ગુણો, કીર્તી, પ્રભાવ, ઐશ્વર્યતા, પગક્રમ, ભક્તને વરદાન આપવું, અને એ શિવાય મારામાં જે જે ગુણો છે તે સર્વને લીધે જેવો હું "પુરૂ-ષોત્તમ" એવે નામે આ લોકમાં પ્રસિદ્ધ છું, તેવોજ એ મળમાસ પણ સર્વ લોકને વિષે " પુરૂષોત્તમ " એ નામથી પ્રસિદ્ધ થાઓ; જે ગુણો મા-રામાં છે તે સર્વ તેનામાં પણ સ્થિત થાઓ. અને હે જનાર્દન, સર્વ લોક-મા તથા વેદમાં સુપ્રસિદ્ધ એવું જે મારૂં પુરૂષોત્તમ નામ તે પણ તમારા સંતોષને અર્થે હુ તેને અર્પણ કરૂં છું. એટલુંજ નહિપણ એ અધિકારી (સ્વામી) વગરનાનો સ્વામી પણ આજથી હુંજ થયો. ને હે મધુસૂદન, એવી રીતે મારૂં સાદૃશ્ય (સરખાપણું) પ્રાપ્ત થવાથી એ મળમાસ બીજા સર્વે મહિનાઓમાં શ્રેષ્ઠ થશે, તથા એ પુરૂષોત્તમના નામથીજ સંપૂર્ણ જગત્ પવિત્ર થશે. વળી જગત્માં આ માસ મારા સરખો પૂજ્ય (પૂજવાયોગ્ય.) તથા વંદ્ય (નમવાયોગ્ય) થઇને સર્વના દુ:ખદારિદ્રનો નાશ કરનાર થશે. બીજા સર્વ માસ સકામ (કોઇપણ સંસારી કામકાજ સાધવાને માટેજ તે-મનો ખપ પડે છે.) છે, પરંતુ આ માસ નિષ્કામ (કોઇપણ જાતનું ફળ

મેળવવાની ઇચ્છા વગર પૂજવા યોગ્ય) હોવાથી સર્વ લોકને મૌક્ષપ્રદ થશે. છતાં નિષ્કામ અથવા સકામ બુદ્ધિ વડે પણ જે કોઈ આ અધિકમાસનું પૂજન કરશે, તેનાં સર્વ કુકર્મો બળી જઇ તે પ્રાણી મારા ચરણારવિંદને પ્રાપ્ત થશે એમાં કશો સંશય નથી. વળી કે ગરૂડધ્વજ, જે કોઇ ભાગ્યશાળી મહાત્માઓ, સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ વગેરે નિરાહાર (કશો આહાર–ભોજન કરવું નહિ તે.) વ્રત ધારણ કરીને ઉત્સાહ સહિત તપ આચરે છે, તેમજ કેટલાક ફળ, પત્ર અથવા માત્ર વાયુનોજ આહાર કરીને તથા કામ, ક્રોધાદિ રહિત થઇ ઇંદ્રિય સમુદાયને વશ કરીને નિરંતર અરણ્યમાં વસી ટાઢ, તડકો, વર્ષાદ એ વગેરે સહન કરી મહાયત્નથી ઉગ્ર તપ કરે છે; ને તે સઘળું માત્ર મારી પ્રાપ્તિ થવા માટેજ છે, પરંતુ તેઓને મારા ઉત્તમ અવિનાશી ચરણની પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ છે. પરંતુ જે આ પુરૂષોત્તમને (મારો અથવા આ અધિક માસનો) ભક્ત હશે, તે તો આ પુરૂષોત્તમ માસમાં કરેલા ધર્માચરણ વડે કરીને જરા મૃત્યુ વિનાની મારી ચરણ સેવામાં અનાયાસે પ્રાપ્ત થશે. એવી રીતે આ માસ સર્વ સાધન કરવા માટે શ્રેષ્ટ તથા સર્વ મનકામના પૂરી કરનાર થયો માટે તેનું મારી પેઠેજ સેવન કરવું એવી મારી આજ્ઞા છે. જેવી રીતે ખેડેલી જમીનમાં પેરેલાં બીજ કરોડો ગણો લાભ કરે છે, તેવી રીતે આ પુરૂષોત્તમ માસમાં કરેલા પુણ્યથી કરોડગણું ફળ પ્રાપ્ત થશે.

બીજાં સર્વ કર્મો ક્રિયાઓ અને ચાતુર્માસ્યને આદે લઇ સર્વ યજ્ઞો વગેરે કરવાથી જે ફળ થાય છે તેના યોગે મનુષ્યને સ્વર્ગ મળે છે; અને તે યજ્ઞ વગેરે ક્રિયાનું ફળ ભોગવાઇ રહ્યું કે ફરી પ્રાણીને પાછું પૃથ્વી ઉપર આવવું પડે છે. પણ આ પુરૂષોત્તમ માસમાં જે પુરૂષ યથા વિધિ આદર પૂર્વક મારૂં સેવન કરશે તે પોતાના કુળનો પણ ઉદ્ધાર કરીને નિશ્ચે મને પ્રાપ્ત થશે. અને એવી રીતે (પુરૂષોત્ત માસનું વ્રત કરીને) મને પ્રાપ્ત થયેલો મનુષ્ય આ જન્મ, મૃત્યુ, જરા, ભય, આધિવ્યાધિ વગેરેથી ભરેલા સંસારમાં ફરીથી કદી આવવાનો નહિ; કારણકે જે સ્થાને ગયા પછી ત્યાંથી ફરી પાછું આવવું પડતુંજ નથી. એવું મારૂં સર્વોત્કૃષ્ટ પદ છે, એમ વેદમાં કહેલું છે તે મિથ્યા કેમ થાય! વળી મેં આ પતિ વગરના માસનો અધિપતિ થઇ એની આટલી બધી પ્રતિષ્ટા વધારી તથા મારૂં "પુરૂષોત્તમ" નામ પણ એને અર્પણ કરયું, તેથી તે પુરૂષોત્તમ માસના ભક્તની મને અહોરાત્ર ચિંતા રહેશે. કેમકે તે મારો ભક્ત હોવાથી તેના ભક્તની સર્વ મનકામના મારે પૂરી કરવી યોગ્ય છે. વખતે મારા ભક્તના અપરાધ જોઇને તો કદાચ મારી કરડી નજર પણ થાય, પણ એ પુરૂષોત્તમ

માસના ભક્તના અપરાધોની તો કદી ગણના પણ હું કરીશ નહિ. કારણકે મારૂં આરાધન કરવા કરતાં મારા ભક્તનું આરાધન કે સેવા કરનાર મને ઘણો પ્રિય છે. માટે તેની મનકામના પરિપૂર્ણ કરવામાં કદી હું વિલંબ કરીશ નહિ. આટલું છતાં જે મૂઢજન એ માસમાં જપ, દાન વગેરે સત્કર્મ તથા યથાવિધિ સ્નાન પણ નહિ કરે, તે સર્વ દેવ, તીર્થ તથા શ્રેષ્ઠ બ્રાહ્મણો તરફથી મનુષ્યોને થતા ધર્મથી લાભોથી નિર્ભાગ્ય રહેશે. અને એમ નિર્ભાગ્ય થવાથી તે દુષ્ટ બીજાના ભાગ્યવડે ઉપજીવન કરશે, જેથી તેના સ્વપ્નામાં પણ તેને સુખ મળવું એતો શશશૃંગવત્ (સસલાને જેમ શિંગડાં હોવાં અસંભવિત છે તેમ તેને સુખ મળવું એપણ અસંભવિત છે.) જાણવું તેમજ જે મૂઢ મારા પ્રિય માસનો તિરસ્કાર કરીને તેમાં ધર્મનું આચરણ નહિ કરે, તે નિરંતર નરકવાસી થશે. દર ત્રીજે વર્ષે આ પુરૂષોત્તમ માસ આવે છે–(કંઇ વારંવાર આવતો નથી) છતાં તેમાં જે યથાશક્તિ ધર્માચરણ કરશે નહીં, તે કુંભીપાક નરકમાં પડશે ને તે મહામૂર્ખજન મૃત્યુલોકમાં પુત્ર પૌત્ર તથા સ્ત્રી આદિકના ત્રાસે કરીને કેવળ દુઃખરૂપી દાવાનળમાં હમેશાંજ રહેશે. કારણકે મારી કૃપાથી શ્રીમાન્ અને પુણ્યકારક થયલો પુરૂષોત્તમ માસ જે મનુષ્ય અજાણમાં ગુમાવે તો સુખી કેમ કરીને થાય.

વળી હે જનાર્દન, જે ભાગ્યવતી સ્ત્રી પુત્રનું સુખ મળવાની ઇચ્છાથી આ પુરૂષોત્તમ માસમાં સ્નાન, દાન, પૂજન ઇત્યાદિ સત્કર્મ કરશે તેને સૌભાગ્ય, સંપત્તિ તથા પુત્ર એ વગેરે સઘળું સુખ હું પોતે આપીશ. પણ તેથી ઉલટું જે મારો પુરૂષોત્તમ માસ સત્કર્મ વગર વ્યર્થ ગુમાવશે તે સ્ત્રીને હું અનુકૂળ નહિ હોવાથી તેને બંધુ, પુત્ર, ધન વગેરેનું સુખતો શું, પણ પોતાના પતિનુંએ સુખ મળવું સ્વપ્નામાં સુદ્ધાં દુર્લભ થશે. એ માટે મારી આજ્ઞા છે કે સર્વાત્મક બુદ્ધિથી સર્વ લોકોએ આ માસમાં જોકે દાન પોતાની શક્તિ પ્રમાણે કરવું, તોપણ સ્નાન, પૂજન, જપ વગેરે સત્કર્મ તે અવશ્ય કરીને વિશેષેજ કરવું. તેમજ વળી આ માસમાં પૂર્ણ ભક્તિ ભાવ વડે જે કોઈ મારૂં પૂજન કરશે તે પ્રથમ મૃત્યુ લોકમાં ધન, પુત્ર ઇત્યાદિ સંબંધી પૂર્ણ સુખ ભોગવી પછી ગોલોકમાં વાસ કરવાને ભાગ્યશાળી થશે; તેટલા માટે હે રમાપતે, તમારા દ્વારા હું સર્વ લોકપ્રત્યે આજ્ઞા કરૂં છું કે સર્વ માસ મધ્યે આ માસને મેં શ્રેષ્ઠ કર્યો છે. અને તે મારોજ છે ( અર્થાત્ તેનો સ્વામી હું છું.) માટે તે મારા માસનું સર્વેએ અવશ્ય પૂજન કરવું. અને હવે તમે પણ આ " મળ " મટીને " પુરૂષોત્તમ" થયલા અધિકમાસને લઇને સુખેથી વૈકુંઠલોકને વિષે સિધાવો. "

નારાયણ કહે છે હે નારદ, એ પ્રમાણેનાં ભક્ત વાત્સલ્યતા ભરેલાં શૃંગાર રસિક શ્રીકૃષ્ણનાં વચનો સાંભળીને લક્ષ્મીપતિ પરમ સંતોષ પામ્યા; ને પછી તે ઘનશ્યામ સુંદર શ્રીકૃષ્ણને નમસ્કાર કરી તત્કાળ ગરુડારૂઢ થઈને અધિક માસ સહિત વૈકુંઠ જવા માટે ત્યાંથી ચાલી નિકળ્યા.

## અધ્યાય ૮ મો.

સૂત કહે છે–હે તપ રૂપી ધનવાળા મુનિયો, બદરીપતિ નારાયણ પાસેથી ઉપર કહેલો વિષ્ણુ અને શ્રીકૃષ્ણનો સંવાદ સાંભળીને નારદજી મનમાં બહુ સંતોષ પામ્યા; ને પછી ફરીથી હવે પછીની કથા સાંભળવા માટે આનંદથી પ્રશ્ન કરયો કે, "હે નારાયણ, ગોલોકથી શ્રીવિષ્ણુ વૈકુંઠમાં પધારયા તે પછી શું થયું તે સઘળો વૃત્તાંત કૃપા કરીને કહો." એ સાંભળી નારાયણે કથા ચાલૂ કરી:

હે વત્સ નારદ, રુક્મિણિ પતિ પરમસંતોષ પામી પુરુષોત્તમમાસ સહિત વૈકુંઠમાં ગયા, ને ત્યાં તે અધિકમાસને ઊત્તમ સ્થાને સ્થાપન કીધો. (બેસાડયો.) ભગવત્કૃપા વડે વૈકુંઠમાં વાસ અને સર્વ મહિનાઓ ઉપર અધિકારીપણું પ્રાપ્ત થવાથી તેને અતિશય આનંદ થયો; તથા વિષ્ણુ સંગાથે અત્યંત સુખમાં રહેવા લાગ્યો! એવી રીતે પોતાને શરણે આવેલા મળમાસને સર્વથી શ્રેષ્ઠ કરી શ્રીલક્ષ્મીપતિએ પોતાના મનને સંતુષ્ટ કીધું.

હવે હે બ્રહ્મપુત્ર (નારદ), હું આગળ કહી ગયો કે આ કથા કામ્યકવનને વિષે રહેલા પાંડવો આગળ શ્રીકૃષ્ણ કહેતા હતા. તે અહીં સુધીનું વૃત્તાંત કહીને પછી દ્રૌપદી સહિત તે પાંચે ભાઇઓ તરફ કૃપા દૃષ્ટિથી જોઈ કહેવા લાગ્યા કે, હે રાજ શાર્દૂલ (રાજાઓમાં સિંહરૂપ), તમો રાજપાટ છોડી આ પુણ્ય કારક તપો વનમાં આવ્યા છતાં સુખી થવાને બદલે ઉલટા વધારે દુઃખી થાઓછો, તેનું કારણ પણ મને એજ જણાય છે કે તમે આ પુરુષોતમ માસનો અનાદર કરયો છે. અને હું કે જે વૃંદાવન કલાનાથ (વૃંદાવનના ચંદ્ર સમાન શ્રીકૃષ્ણ) છું, તથા મારો અત્યંત વલ્લભ (વહાલો) એ પુરુષોત્તમ માસ છે, તેને એક વાતે નહિ, પણ ઘણી બાબતોથી તમારૂં ચિત્ત વ્યગ્ર અને અવ્યવસ્થિત થવાને લીધે વ્યર્થ ગુમાવ્યો છે, એકતો તમારા પ્રતિપક્ષી ભીષ્મ, દ્રોણ, કર્ણ એ વગેરેના માસથી દ્વેષ અને ભય યુક્ત અંતઃકરણ થવાને લીધે તમો પુરુષોત્તમ માસનું વ્રત અજાણમાં કરી શકયા નથી. બીજું જેનાથી શત્રુઓનો પરાજય કરવાનું સામર્થ્ય આવે છે એવી વિદ્યા સંપાદન કરવા માટે યુદ્ધશાલી અર્જુન ઇંદ્રકીલ પર્વતપર ગયો તે સમયના તેના વિયોગ દુઃખથી પણ

તમોએ એ પુરૂષોત્તમ માસ એળે ખોયો છે; ને તેટલાજ માટે તમે પરમ દુ:ખી છો. પણ એ વિષે તમારો શો દોષ છે? કહ્યું છે કે ( अदृष्टं यादृशं पुसां तादृशं भासते सदा । ) મનુષ્યનું જેવું અદૃષ્ટ હોય છે તેવું કરવું તેને ભાસે છે. માટે અદૃષ્ટથી જે કંઇ ફળ (સુખ કે દુ:ખ) પ્રાપ્ત થાય તે અવશ્ય ભોગવવુ પડે છે, તેવીજ રીતે તમે પણ અદૃષ્ટાધીન થઇ આ દુ:ખ સહન કરો છો. વળી હે રાજન્, એ ઉપરાંત બીજો તમારા દુ:ખના કારણ રૂપ ઇતિહાસ પણ તે પુરુષોત્તમ માસના અનાદર કરવા સંબંધેજ છે જે જોકે ઘણો લાંબો છે છતાં હું તમને સંભળાવું છું:—

આ મહાભાગ્યશાલી સુંદરી દ્રૌપદી, કે જે સુંદર મધ્ય ભાગ (કટિ પ્રદેશ) વાલી તથા સતી છે, તે પૂર્વે એક મેધાવી નામના ઉત્તમ ઋષિની કન્યા હતી. ને તેનું નામ મેધાવતી હતું, એ ઋષિને ત્યાં જન્મી ત્યારથીજ તે અત્યંત સ્વરૂપ વાલી અને તેજસ્વી હતી પરંતુ જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ તો તેના સૌંદર્યમાં અતિ ઘણો વધારો થતો ગયો. એમ કરતાં તે દશેક વર્ષની ઉમરે થઇ ત્યારે તેનાં રૂપ લાવણ્ય તથા નેત્રના ચિત્તા કર્ષક કટાક્ષો એવા દીપવા લાગ્યા કે જાણે તે કોઇ સ્વર્ગમાની અપ્સરા તો ભૂમિપર નહિ અવતરી હોયા એમ લાગતું હતું. એનામાં જેમ રૂપ લાવણ્ય હતું, તેમ ચાતુર્ય તથા સદ્ગુણોની પણ તે ખાણજ હતી. આવી લક્ષ્મિની ઉપમા અપાય એવી પુત્રી અને વલી એકજ એક હોવાથી તેના ઉપર તેના પિતાની અત્યંત પ્રીતિ હતી. ને તે નિરંતર પુત્રની પેઠેજ તેનું લાલન પાલન કરતો હતો. એ તેના મહાત્મા પિતા મેધાવી ઋષિએ તેને વ્યાકરણ કાવ્ય અલંકાર ઇત્યાદિક સાહિત્ય શાસ્ત્રમાં બહુ કુશલ કરી હતી. તેમજ નીતિશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન આપ્યું હતું, જેથી તેણીના સ્વરૂપ સાંદર્યની શોભામાં પૂરે પૂરો વધારો થયો હતો એટલુંજ નહિ, પણ તેના પિતાસાથે તે કોઇ પણ સભામાં જતી, તો ત્યાં કદી તેણીનું અપમાન થતું નહિ, એને સમજણી થતાં પહેલાંજ એની મા તેને મુકી સ્વર્ગે સિધારી ગઇ હતી, તેથી મા ગણોકે બાપ ગણો એ બંનેમાં તેના પિતાજ હતા. ને તે તેણીને તેની મા સંબંધે કશું પણ ઓછું આવવા દેતા નહીં. આમ દિવસ પછી દિવસ વીતતાં તે ઉપવર યોગ્ય થવા આવી.

એક સમયે તે મેધાવતીએ પોતાની પાડોશમાંજ રહેતી પોતાની એક સખીને તેના પુત્રનાં નાના પ્રકારનાં લાડ કરતી ને તેથી બહુ આનંદ પામતી જોઇ. આટલું તો સ્વાભાવિક છે કે સ્ત્રી કિંવા પુરૂષ ગમે તેને યોગ્ય સમય આવે, તેવી તેવી ઇચ્છા અને હોંશ થાયછે, તેજ પ્રમાણે આ મેધાવતીને પણ પોતાની સખીનું પુત્ર સુખ જોઇ 'પોતાને એવા પુત્ર કયારે

થશે, ને હું તેનું સુખ ક્યારે ભોગવીશ' એવી ઇચ્છા થવા લાગી. તે વારંવાર એવા તર્ક વિતર્ક કરવા લાગી કે, "અરે, મારી સખિ પ્રમાણે મને ક્યારે સુખ થશે? અરે, મને પૂર્ણ સુખ આપનાર ઉત્તમ ગુણમય અને ભાગ્યનિધિ પતિ ક્યારે મળશે? કે જેના અંશથી મારે સુપ્રત્ર રત્ન થાય. વળી શું કરવાથી અને શું જાણવાથી મારો આ મનોર્થ પૂર્ણ થશે, તથા એ માટે હું કયા દેવની ઉપાસના કરૂં? કયા મુનીશ્વર ને હું આરાધું કે જે મને આ મારો મનોર્થ સિદ્ધ થવા ઉપાય બતાવે? અરે, મારૂં ભાગ્ય કેમ સૂઇ ગયું છે, કે મારા ભર્તાર સંબંધે કોઇ વિચારપણ કરતું નથી! અહો! મારા મહાત્મા પિતાપણ પંડિત છતાં મારા દુર્ભાગ્યે કરીને મૂર્ખ થઇ ગયા કે શું? કેમકે મારો વિવાહ કાળ આવી ગયો છે છતાં હજુ સૂધી મને પરણાવી નથી. વળી આ મારી સખિયોના સમુદાયમાં જોકે હું સૌની અધ્યક્ષ છું છતાં તે આખો સમુદાય જેવી રીતે પોતપોતાના પતિયોના સુખથી આનંદમાં છે, તેવી રીતનું સુખ મને અદ્યાપિ ન છતાં હું કુંવારપણાના દુઃખમાં પીડાઊં છું. અરે હું શું કરૂં! આ વખતે જો મારી ભાગ્યવંતી માતુશ્રી જીવતી હત તો મારે આટલું બધું પીડાવું પડત નહિ? પરંતુ તે તો બિચારી પેહેલેથીજ સ્વર્ગે ચાલી ગઇ છે." આ પ્રમાણે તે બાળા ચિંતાથી વ્યાકુળ થઈ મનોરથ રૂપી મહા સમુદ્રમાં દુઃખરૂપી જળને વિષે શોક અને મોહ રૂપી લહરથી પીડાઇ અત્યંત દુઃખી થવા લાગી.

હવે એના પિતા ઋષિરાજ મેધાવીથી કંઇ એ અજાણ્યું નહોતું કે કન્યા ઉપવર યોગ્ય થઇછે. દિકરીને મોટી થયલી જોઇ તેને યોગ્યવર સાથે પરણાવવાની ચિંતામા તેમને ઊંઘપણ આવતી નહોતી. માટે પોતે મેધાવતીને પોતાના એક વૃદ્ધ અને કુટુંબવત્સલ મિત્રની સંભાળ હેઠલ મૂકી તેણીને માટે યોગ્ય વરનો શોધ કરવામાટે ચાલી નિકળ્યા. પૃથ્વી ઊપર બહુ બહુ ઠેકાણે તેમણે અટણ કરયું છતાં પોતાની કન્યાને યોગ્ય જોઇએ તેવો વર ક્યાંઇ મળ્યો નહિ. આથી બહુ નિરાશ થઇ ઋષિ પોતાને આવવા આશ્રમે વળ્યા; ને એ કન્યાના તથા પોતાના દુર્ભાગ્યને કારણે પોતાનો મનોર્થ પૂરો નહિ થયો તેથી કન્યા ઉત્તમવરને આપવી એવો તેમનો પવિત્ર સંકલ્પ ભંગ થયો તેથી તેમને બહુ ખેદ થવા લાગ્યો. તે રાત્રદિવસ ચિંતા રૂપી પિંજરામાં પડીને ઝુરવા લાગ્યા. આ મોટી ચિંતાએ કરીને દૈવ યોગે તેમને મહાભયંકર જ્વર લાગુ પડયો, જેને લીધે દિનપરદિન શરીર બહુ અશક્ત થઇ ગયું. ચાલવા જેટલી શક્તિ શરીરમાં રહી નહિ, શ્વાસોશ્વાસ વધી પડયા, ને તાવની ઉષ્ણતા બહુ જોરપર આવી જવાથી માર્ગમાં ઋષિ વારંવાર મૂર્છિત થઈ જવા માંડયા. જેવી રીતે મદ્યપાન કરનાર ઉન્મત્ત

થઇ આમતેમ પડી જાયછે, ને શરીરની શુદ્ધી રહેતી નથી, તેવી રીતે અથડાતા ફૂટાતા મહાશ્રમ અને ત્રાસથી જેમ તેમ કરી ઋષિ પોતાને ઘેર આવી પહોંચ્યા; પણ આશ્રમમાં પહોંચતાંજ તે બેશુદ્ધ થઇ પૃથ્વીપર પડયા; ને પોતાના પિતાને આવી દુરવસ્થામાં આવતા જોઇ મેધાવતી તેમની પાસે ભયથી વ્યાકુળ થઇ દોડી આવેછે એટલામાં તો ઋષિ પોતાની દિકરીનું સ્મરણ કરતા કરતા મરણ અવસ્થામાં પડયા. આ પ્રમાણે ભાવી જાળમાં ફસાવાથી તે એકાએક કંપવા લાગ્યા, ને તેમના અંતઃકરણમાંના કન્યાદાન સંબંધી મહોત્સવની તેમણે આશા છોડી દીધી. મહાનપુરુષોનું એ મુખ્ય લક્ષણ હોય છે કે આવી અચેત અવસ્થામાં આવી પડયા પછી તેઓ આ અનિત્ય સંસારમાંની કોઇપણ બાબતપર ધ્યાન રાખતા નથી, ને માત્ર ઇશ્વર પરાયણજ થઇ જાયછે. તવી રીતે આ મેધાવી ઋષિ કેજેમણે પ્રાચીન ગૃહસ્થાશ્રમ તથા ધર્મ સંબંધે જે મહાપરિશ્રમ કરયો હતો, તેને યોગે તેમણે તુરત પોતાની આવી અવસ્થા જોઇ સંસાર વાસનાનો ત્યાગ કરીને શ્રીહરિના ચરણારવિંદમાં પોતાનું ચિત્ત જોડયું. અને જે નીલ કમલ સમાન શ્યામવર્ણ છતાં લલિતત્રિભંગ આકૃતિથી અત્યંત શોભિછે એવા પરમપુરુષોત્તમ શ્રીહરિનું તે તત્કાળ સ્મ-રણ કરવા લાગ્યા. તે બોલ્યા "હે રાસેશ્વર, હે રાધા રમણ, તમે પોતાના પ્રચંડ બાહુ વડે કરીને ઘણા અસુરોને હણ્યા છે, અતિઉગ્ર બળતો દાવા-નળ પી જઇ ગાયો, ગોવાળ અને ગોપિકાઓનું રક્ષણ કર્યુ છે, તથા ગો-પીઓએ મૂકેલાં વસ્ત્રોનું હરણ કરી તેમને વરપ્રસાદ આપ્યો છે. વળી હે શ્રીકૃષ્ણ, આપે અનેક પ્રકારનાં સ્વરૂપ ધારણ કરી અનેક કાર્ય કરેલાં છે, જેને લીધે આપ શ્રીહરિ, ગોવિંદ, મુરારી, મુકુંદ, રાધેશ, દામોદર ઇત્યાદિ અનેક નામોથી પ્રસિદ્ધ છો; માટે હે દીનાનાથ, હું કે જે આ સંસાર સમુદ્રમાં બુડયો છું, તેનો ઉદ્ધાર કરોઃ હે ઇંદ્રિય નિયામક, હું આપને શરણે થઇ આપને નમસ્કાર કરૂં છો." આ પ્રમાણેની તે મુનિની સ્તુતિનો અં-ગીકાર કરી ભગવાને તેમના ઉપર દયા કરી, ને તુરત તેમની પાસે પોતાના પાર્ષદોને મોકલ્યા; જેમણે આવી મુનિના આત્માને મૃત શરીરમાંથી મુક્ત ક-રયો, ને પછી પોતાની સાથે તેને ભગવચ્ચરણારવિંદમાં લઇ ગયા.

અહો ! હે વત્સ (નારદ), માત, પિતા, ભાઈ, બેહેન, સગા, સહો-દર વગેરે સર્વમાં પોતાના પિતાનેજ ગણનારી આ બાળાના આ સમયના દુઃખનું શું કહેવું! આમ પોતાના પિતાનું મૃત્યુ થયું જોઈ મેધાવતી હાહા-કાર કરીને રુદન કરવા લાગી, ને હૃદયને કંપાવનારા સ્વરથી વિલાપ કરતી પિતાનું શરીર ખોળામાં લઈને બેઠી. એમ કુરરી જાતની પક્ષિણીની પેઠે

બહુબહુ વિલાપ કરતી તે પિતૃ વિયોગી બાળા પોતાનો પિતા જીવતો હોય એમ માનીને તે પ્રત્યે અતિ વ્યાકુળતાથી બોલવા લાગી કે, "હા તાત, હા પિતા, હે કૃપા સિંધુ, તમે મને આનંદ આપનાર તથા મારૂં પોષણ કરનાર છતાં હવે મને કોના ખોળામાં મૂકીને વિષ્ણુ લોકમાં સિધારી ગયા? હે પિતા, હવે હું પિતૃહીન થયલીની અન્નવસ્ત્રાદિથી રૂડી રીતે સંભાવના કોણ કરશે? કેમકે આપની પછવાડે મારે ભાઇ કે માતુશ્રી ઇત્યાદિ કોઇજ નથી. વળી હે પિતુ, આ નિર્જન અરણ્યમાં આવેલા વેદ ધ્વનિ રહિત શુન્ય આશ્રમમાં હું કેવી રીતે રહી શકીશ? માટે આવા જીવવા કરતાં મારે મરવું એજ વધારે સારૂં છે. હે દયાળુ અને માયાળુ પિતાજી, મારા ઉપર તમારૂં અત્યંત વાત્સલ્ય છતાં મારો યથાવિધિ વિવાહ પણ તમોએ કરયો નથી. તો મને આ અરણ્યમાં નિરાધાર અને એકલી મૂકી આપ કયાં ગયા? હે તપોનિધિ, પાછા આવો, ને તમારી રાંક દીકરીને સાથે પૂર્વત્ અમૃત તુલ્ય ભાષણુ કરો; તદન અબોલા તથા નિર્દય થઇ કેમ સૂતા છો? ઉઠીને બેઠા થાઓ, આજે તમે આટલી બધી ધાડી નિંદ્રાને વશ કેમ થયા છો?" એ પ્રકારે અનેક દયામણાં વચનો કહેતી અને હૃદય ભરાઇ આવવાથી ડસકાં ખાતી અત્યંત વિલાપ કરી મ્હોં મુકીને રડવા લાગી. એનો ગમે તેવા કઠિણ હૃદયને પણ પિગળાવી નાંખે તેવો વિલાપ અને અત્યંત કરુણાજનક રુદનનો લાંબો શબ્દ સાંભળી તે વનમાં કેટલેક દુર વસનારા ઋષિયો પરસ્પર કહેવા લાગ્યા કે 'અરે આ વનમાં આવા દીન અને દયામણા સ્વરથી કોણુ રડે છે? આ શબ્દ મેધાવી ઋષિના આશ્રમ તરફથી આવેછે, માટે તે શબ્દ એમની પુત્રી મેધાવતાનો તો ન હોય, કારણ કે એ બાળા હાલમાં આશ્રમ વિષે એકલીજ છે. આવો નિશ્ચય કરી એકદમ ગાભરા બની તે સર્વ તપસ્વીઓ હાહાકાર કરતા તેની પાસે દોડી આવ્યા, ને જુએછે તો તે કન્યાના ખોળામાં મુનિ મૃત થઇ પડેલા છે, ને તે કમળ સમાન કોમળ અંગવાલી બાળાની આંખોમાંથી આંસુનાં ઝરણુ ખળખળાટ વહી રહ્યાં છે. આવું જોતાંજ તે સર્વે અરણ્યવાસી મુનિઓ પણ બહુ રુદન કરવા લાગ્યા, ને તે કન્યાના ખોળામાંથી મુનિનું શબ ઉપાડી સ્મશાનમાં લઇ ગયા, પછી ત્યાં તેની અંત્યષ્ટ કરવા બાદ કાષ્ટ ચિતા ખડકી ને યથા વિધિથી તે શવને દહન કર્યું, ને આશ્રમે આવી તે ઋષિ કન્યાનું સમાધાન કરી સર્વે મુનિયો પોતપોતાને આશ્રમે ગયા. પછી કન્યાએ ધૈર્ય રાખી પોતાના પિતાના ઉદ્ધાર માટે પ્રેત ક્રિયા વગેરે કરીને યથા શક્તિ બ્રહ્મભોજનાદિ ખર્ચ પણુ કરયો.

એવી રીતે પિતાનું ઔર્ધ્વ દેહિક કર્મ (ઉત્તર ક્રિયા) સમાપ્ત કરીને મેધાવતી તે તપોવનમાંજ રહી, પરંતુ પિતાના વિયોગરૂપી દુઃખથી તેની સ્થિતિ દાવાનળમાં બળેલી કેલ અથવા વાછરૂ મરી જવાથી દુઃખી થયલી ગાયના જેવી થઇ રહી.

## અધ્યાય ૯ મો.

નૈમિષારણ્યને વિષે ચાલતાં કથાપ્રસંગમાં સૂતજીએ શૌનકાદિ ઋષિયોને કહ્યું કે મુનિવરો ઉપરની કથા સાંભાળી નારદમુનિએ નારાયણને પ્રશ્ન કરયો:—હે પ્રભુ, એ મેધાવી ઋષિની કન્યા તે તપોવનમાં રહીને શું કરવા લાગી, તથા કયા મુનીએ તેનું પાણિ ગૃહણ કીધું? એ સાંભળી નારાયણે કથા ચાલુ કીધી.

પિતાનું પરલોક સુધારવા તેમની યથા વિધિ ઉત્તર ક્રિયા કરી મેધાવતી તે તપોવનમાંજ રહી, ને પ્રતિ દિવશે તેમનુંજ (પિતાનું) સ્મરણ કરી વારંવાર શોકમાં તેણીએ દિવસો નિર્ગમન કરવા માંડયા. ટોળામાંથી છુટી પડી ગયેલી હરણી પેઠે તે તે એ શુન્ય મંદિરમાં રહી શોક દુઃખમાં ડુબી ગઇ, આંખોમાંથી નિરંતર આંસુનો વરસાદ થવા માંડયો, તે કોમળ હૃદય કમળ તે શોકાગ્નિએ કરી બળવા માંડયું. આવી અવસ્થામાં છતાં કંડીઆમાં પૂરી રાખેલી નાગણીની પેઠે દીર્ઘ નિશ્વાસ મૂકતી તે કૃશોદરી (બહુ નાજુક પેટવાલી) અત્યંત દીન પણાથી આ દૃઃખનો પાર આણવાની રાહ જેવા લાગી. એટલામાં દૈવેજ પ્રેરણા કીધી હોયની તેની પેઠે ત્યાં અકસ્માત પોતાની ઇચ્છાથી મહા કોપિષ્ટ તથા તપરૂપી ધનવાલા મુનિ આવ્યા. જેમને અવલોકન કરતાં માત્રમાં ઇંદ્ર સરખાએ પણ ભયથી ત્રાસ પામે એવા અને મસ્તકપર બાંધેલા જટાના મુકુટથી જાણે સાક્ષાત સદાશિવજ હોયની શું, એવા તે મુનિ દેખાતા હતા. એ સાંભળી અર્જુને આશ્ચર્ય પામી પૂછયું, હે શ્રીકૃષ્ણ, એવા પરમ કોપિષ્ટ મુનિ તે કયા? એ કૃપા કરી જણાવશો." ત્યારે શ્રીકૃષ્ણે તે મુનિની ઓળખાણ આપતાં જણાવ્યું કે હે રાજન તમારી માતા જે કુંતાજી, તેમણે પોતાની કુમારિકા અવસ્થામાં સત્કારપૂર્વક પૂજા કરીને જેમને પ્રસન્ન કરયા હતા, ને તેથી જેમણે તમારી માને દેવતાઓને આવાહન કરવાની વિદ્યા આપી હતી. વળી હું જોકે સર્વે દેવતાઓને વંદનીય છું, છતાં મને પણ રુકિમણિ સહિત જેણે પોતાને બેસવાના રથે જોતરયો હતો, એટલુંજ નહિ, પણ વળી અમે બેજણા જે વખતે તેમને રથમાં બેસાડી રથ ખેંચીને ચાલતાં હતાં, તેવામાં માર્ગમાં રુકિમણીને બહુજ તૃષા લાગી, ને તેનું મ્હોં તદન સૂકાઇ ગયું. એથી

તેણે પાણી પીવાની ઇચ્છા મને જણાવતાં મેં તુરત મારા ચરણના અં-ગુઠાના પ્રહાર વડે પૃથ્વીમાંથી પાતાળ ગંગાની ધારા ઉત્પન્ન કરી, કારણકે હું મારી પ્રિયાના પ્રેમમાં લુબ્ધ થઇ ગયો હતો. હવે તે ગંગાજળનો ફુ-વારો વેગથી ઉંચો ઉડવા માંડયો હતો તેના જળથી રુક્મિણીની તીવ્ર તૃષા શાંત કરી તે જોઇ તત્કાળ તે મુનિને બહુ ક્રોધ ઉત્પન્ન થયો. પ્રલયાગ્નિ સમાન ભયંકર આકૃતિ કરીને મને શાપ દેવા માટે તે સામા આવી ઉભા રહ્યા, ને કહેવા લાગ્યા કે, "હે કૃષ્ણ, તમને આ રુક્મિણી અત્યંત પ્રિય હોવાથી તેના પ્રેમમાં નિમગ્ન થઇ તમે મારી અવજ્ઞા કરી? ને પૃથ્વીમાંથી જળ ઉત્પન્ન કરી તેને પાઇને પોતાનું માહાત્મ (મોટાઇ) બતાવ્યું કે શું? માટે જાઓ એમ મારી અવગણા કરી તો, એથી તમારો બંનેનો વિયોગ થશે." એવી રીતનો અમને શાપ દીધો, તેજ આ પ્રલય કાળ સમયના બીજા રુદ્ર (શંકર) સમાન કોપિષ્ટ મુનિ હતા. આટલા ઉપરથી પણ તમે તેમને ન ઓળખ્યા હોયતો તે રુદ્રના અંશભૂત મુનિ, મહાત્મા અત્રિરૂ-ષિને ત્યાં સતી શિરોમણી અનુસૂયાજીના પવિત્ર ગર્ભમાંથી જન્મેલા બુ-દ્ધિમાન્ અને તપોમૂર્તિ **દુર્વાસા** મુનિજી છે.

હવે એ દુર્વાસા ઋષિને પોતાના આશ્રમમાં આવતા જોઇ મેધાવતી તુરત શોકના સાગરમાંથી મુક્ત થઇ, ને એકાએક ઉઠી તેમના ચરણાર-વિંદમાં મસ્તક નમાવી દંડવત્ નમસ્કાર કીધો. જેવી રીતે પૂર્વે જગ-માતા જાનકીજીએ વાલ્મિકી ઋષિનો સત્કાર કરયો હતો, તેવી રીતે આ ઋષિ-કુમારીએ નમ્રતાપૂર્વક દુર્વાસાને આસન આપી. આદર સહિત અર્ધ્ય, પાદ્ય તથા વનમાંથી આણેલાં અનેક પ્રકારનાં સુંદર પુષ્પો અને ફળો વડે પૂજન કરયું. પછી તે ઋષિપ્રત્યે હાથ જોડી વિનયુક્ત કહેવા લાગી કે "હે મહાભાગ, હે અત્રિગોત્રના સૂર્ય, આપને મારો નમસ્કાર છે. હે સાધો, મારા દુર્ભાગિણીની આશ્રમે આપ કયાંથી પધારયા? આપના પધારવાથી મારા ભાગ્યનો ઉદય થયો હું સમજુંછું. હે મુનિવર, શું મારા પિતાના પુણ્ય પ્રભાવે કરી આપ મારૂં સમાધાન કરવા સારૂં તો અહિં નથી પધારયા? આપ જેવા મહાત્માનાં ચરણની રજ સાક્ષાત્ તીર્થરૂપ છે, તો આપ ભલે પધારયા કે જેથી તે રજના સ્પર્શથી મારો જન્મ સફળ થશે. વળી આજ મારૂં સર્વ પુણ્ય સફળ થયુ! અરે, મારો આખો ભવ પણ સફળ થયો! કારણકે આપ સરખા મહા પુણ્યાત્મા પુરુષનાં દર્શનનો હું લાભ પામી." એવી સ્તુતિ કરીને તે બાળા સન્મુખ ઉભી રહી, ત્યારે તેથી વિસ્મય પા-મીને દુર્વાસા તેનું આશ્વાસન કરતાં બોલ્યા કે, "હે સાધ્વી, હે દ્વિજસુતે, તને ધન્ય છે કે તેં તારા પિતાના કુળનો ઉદ્ધાર કરયો, તારા જેવી જેને

કન્યા છે, એજ તેના મોટા તપનું ઉત્તમ ફળછે. તારી આવી ધર્મ શીળતા જાણીને હું કૈલાશ પર્વતપરથી તારા આશ્રમે આવ્યો: ને તેં કરેલી સપ્રેમ પૂજાથી બહુ સંતોષ પામ્યો છોઃ હવે હે સુંદરી, અહિંથી નિકળી હું બદારકાશ્રમ તરફ મુનીશ્વર વેશ ધારણ કરનારા અનાદિસિદ્ધ નારાયણનું દર્શન કરવા માટે જઇશ; કારણકે ત્યાં તે નારાયણ સર્વ લોકના કલ્યાણાર્થે મહા ઉગ્ર તપ આચરે છે." એ સાંભળી મેધાવતી ફરીને પોતાના દુઃખ નિવારણ માટે વિનંતી કરવા લાગી:

"હે ઋષીશ્વર, તમારા દર્શનથી મારો શોકરૂપી સમુદ્ર સૂકાઇ ગયો, કેમકે આપે રૂડી રીતે મારૂં સમાધાન કરયું. પણ હે પ્રભો, એટલાથીજ મારૂં કલ્યાણ કેમ થશે? કારણ આપ જાણોજ છોકે મારા હૃદયમાં તો મહા શોકરૂપી દાવાગ્નિ પ્રજ્વલિત થયો છે. માટે હે દયા સિંધો, મારો શોકાગ્નિ શાંત કરો. વિચાર કરી જોતાં કોઇપણ ઠેકાણે મને હર્ષ પામવાનું કારણ મળતું નથી; કેમકે મને ધૈર્ય આપે એવાં મારી માતુશ્રી, પિતા કે ભ્રાતા કોઇપણ નથી. તો હું આ દુ:ખસમુદ્રમાં પડેલી કેમ કરીને બચું? જે જે દિશા ભણી હું જોઉ છું, તે તે ભણી મને સઘળું શુન્ય લાગે છે; માટે હે તપોનિધે, મારા દુ:ખનો શીઘ્ર ઉપાય કરો. મારૂં પાણિ ગૃહણ કરવા માટે પણ કોઇ વિચાર કરતું નથી, તેથી મારો વિવાહ કાળ વટી જઇ મને વૃષલીપણું (શુદ્રત્વ) પ્રાપ્ત થશે કે શું, એનો મોટો ભય રહે છે, ને એને લીધે મને રાત્રે નિદ્રા, કે દિવસે ભોજનની રુચી થતી નથી. માટે હું જાણું છું કે હવે મારૂં મૃત્યુ નજીક આવી પહોંચ્યું છે." એટલું કહી તે બાળા નેત્રમાંથી આંસુ વર્ષાવતી ઋષિ સનમુખ ઊભી રહી, ત્યારે દુર્વાસા મુનિયે તેનાપર અત્યંત કૃપા કરી તેનું દુઃખ દૂર કરવા માટે ઉત્તમ પ્રકાર બતાવ્યો.

---

## અધ્યાય ૧૦ મો.

નારદે પૂછ્યું. "હે તપોનિધિ નારાયણ, પછી તે મહાતેજસ્વી અને ક્રોધી મુનીએ ઋષિકન્યાને શો ઉપાય બતાવ્યો?" એ સાંભળી નારાયણે દુર્વાસાનું કહેલું સર્વને હિતકારક ગુહ્ય ભાષણ જણાવવા માંડયું:

દુર્વાસા બોલ્યા, "હે સુંદરી, તને એક ગુહ્યમાં ગુહ્ય વાર્તા કહું છું, કે જે કોઇને કહેવા યોગ્ય ન છતાં તારા હિતને અર્થે કહેવી પડે છે. પરંતુ તેનો વિસ્તાર ન કરતાં સંક્ષેપમાંજ કહું છું: હે સુભગે, આજથી ત્રીજે માસે પુરુષોત્તમ નામનો માસ આવનાર છે. એ માસમાં તીર્થસ્થાને સ્નાન

કરવાથી મનુષ્ય બાળ હત્યાથી મુક્ત થાયછે. કારણકે કાર્તિક આદિ બારે માસમાં એના સમાન પ્રતાપી કોઇ નથી. સર્વ માસ, સર્વ પક્ષ, અને બીજી સર્વ પર્વણીઓ મળી આ પુરૂષોત્તમ માસના સોળમા ભાગની બરાબરી કરવાને પણ સમર્થ નથી; એટલુંજ નહિ, પણ બીજા જે વેદોક્ત સાધનો છે, તેપણ એની સોળમી કળાની યોગ્યતાએ આવી શકે એમ નથી. બાર હજાર વર્ષ સુધી ગંગાનું સ્નાન કરવાથી અથવા સિંહના બ્રહસ્પતિમાં એકવાર ગોદાવરી સ્નાન કરવાથી જે ઉત્તમફળ પ્રાપ્ત થાયછે, તેજ ફળ આ પુરૂષોત્તમમાસમાં એક વખતે વિધિ યુક્ત સ્નાન કરવાથી મળે છે. અને એ શિવાય તેનું સેવન કરવાથી તો સર્વ મન વાંછિત કાર્ય સિદ્ધ થાય છે; કારણ કે એ માસ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને અત્યંત પ્રિયછે. માટે હે સુંદરી, તું એ પુરૂષોત્તમ માસનું સેવન કર. હું પણ શ્રી કૃષ્ણ સમાન ગણીને સંતોષ પૂર્વક તેનું સેવન કરૂં છું. એક સમયે અંબરીષ રાજાપર મને ક્રોધ ચડવાથી તેને ભસ્મ કરવા માટે મેં એક કૃત્યા ઉપજાવી હતી, તેનાથી રાજાનું રક્ષણ કરવા માટે શ્રીહરિએ પોતાનું મહા જાજ્વલ્યમાન ચક્ર મોકલ્યું હતું, કે જે એકે વખતે ત્રૈલોક્યને પણ ભસ્મ કરવા સમર્થ, હોવાથી કૃત્યાને ભસ્મ કરી મારો નાશ કરવા માટે પછવાડે લાગ્યું. પણ હે બાળા, પુરૂષોત્તમ માસના પ્રભાવવડે તે મને કશું કરી શક્યું નહિ, અને ત્યારે મને તે માસનો પ્રતાપ જોઇ બહુ આશ્ચર્ય થયું. માટે હે દિકરી તું એ શ્રીમાન પુરૂષોત્તમ માસનું સેવન કર." એટલું કહી દુર્વાસમુનિ બંધ રહ્યા.

ઉપર પ્રમાણેનું મુનિવર દુર્વાસાનું કહેવું સાંભળી તે ઋષિકન્યા કંઈ ભ્રમિષ્ટ સરખી દેખાવા લાગી અને ઋષિનું બોલવું તેને કંઇ રૂચ્યું ન હોય તેમ લાગ્યું. પછી તેમની પ્રત્યે તે નિડરપણે બોલી, "હે મુનિજી, આ તે આપે શું કહ્યું? શું માઘ, કાર્તિક, ચૈત્ર, વૈશાખ ઇત્યાદિ મહિનાઓ કોઈ રીતે અપૂર્ણ છે? અને તેઓમાં કરેલાં વ્રત પૂજનાદિ શુભ કામો શું નિષ્ફળ જાય છે, વા ઓછા ફળવાળા થાયછે? તેમજ સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ સદાશિવ, પૃથ્વીપર જેમનું પ્રત્યક્ષ દર્શન થાયછે તે સૂર્યનારાયણ, જગદંબા, ગણપતિ, ઇત્યાદિ દેવતાઓનાં ભાવભક્તિ સહિત પૂજન અર્ચનાદિકથી શું ઇચ્છિત કામના પૂર્ણ નથી થતી? (અર્થાત્‌–થાયછેજ.) છતાં આપ એ મળમાસ કેજે સર્વ શુભ કાર્ય કરવાંમાં નિષિદ્ધ છે, તેની એટલી બધી પ્રશંસા કેમ કરો છો? એ માસમાં તો સૂર્યની સંક્રાંતિ પણ આવતી નથી; તોપછી એને સૌથી શ્રેષ્ટ કેમજ કહેવાય? માટે હે બ્રહ્મદેવ, હું તો માત્ર

એટલુંજ જાણું છું કે આ જગત્માં એક શ્રીહરિજ (શિવ અથવા* વિષ્ણુ) સર્વ દુ:ખથી મુક્ત કરનાર છે. અને મારૂં લક્ષપણ એમના શિવાય અન્ય સ્થળે નથી. એટલા માટે એ વિના બીજા મોટા દેવોને પણ ન ઇચ્છતા હું તેમને ભજવા ઇચ્છું છું; છતાં એ મળમાસની આપ શી પ્રશંસા કરો છો? એ સાંભળી ઋષિને બહુ ક્રોધ ચઢયો, પણ તે દબાવી રાખીને મેધાવતીને તેમણે શાપ દીધો નહિ, કારણકે તે તેમના મિત્રની દીકરી છે અને વળી બાળક હોવાથી તે પોતાનું હિત અણહિત સમજતી નથી એમ જાણી તેનાપર દયા કરી કહેવા લાગ્યા કે, "હે બાલા, હું તને શાપ દેતો નથી; પરંતુ પુરુષોત્તમાસની નિંદા કરવાથી ભવિષ્યમાં–આ જન્મમાં અથવા બીજા જન્માંતરમાં–બહુ દુર્ભાગ્ય ભોગવવું પડશે એવું ભવિષ્ય તને કહું છું: તું બાળક છે, સાધ્વી છે, ને વળી તારો પિતા મારો પરમ મિત્ર હતો એથી મેં તુને શાપ દીધો નહિ:" એમ કહી દુર્વાસા મુનિ ત્યાંથી વિદાય થયા.

ઋષિના ગયા પછી મેધાવતી બહુ ખેદ પામી, ને પુરુષોત્તમ માસનો તિરસ્કાર કરવાથી તુરત નિસ્તેજ થઈ રહી. હવે શું કરવું, ને મારૂં દુ:ખ કેમ મટે તેના વિચારમાંજ તે ગુમ થઇ ગઇ, ને છેવટે તુરત ફળ આપનાર શંકરની આરાધના તેમને પ્રસન્ન કરવા માટે નિશ્ચય કર્યો.

---

## અધ્યાય ૧૧ મો.

મેધાવતી જાતે અબળા છતાં અત્યંત દૃઢ અંત:કરણથી પોતાના આશ્રમમાં રહી નિડરપણે, પૂર્ણ સાવધપણા સહિત અને પરમ ભક્તિભાવ સાથે પોતાનું દુ:ખ નિવારણ કરવા માટે શંકર ઉપર મહા કઠિણ તપ કરવા લાગી. એ શંકર કે, જે સાક્ષાત્ શ્રીહરિનું રૂપજ છતાં સર્વ દેવતાઓના ઇશ્વર છે, અને જેમના શરીરે ભસ્મનું લેપન, તથા સર્પોનાં ઘરેણાં આવી રહેલાં છે, કપાળમાં ચંદ્રમા તથા માથે જટામુકુટમાં ગંગા વિરાજિત છે, અને નંદી ભૃંગી આદે અનેક ગણો જેમનું સેવન કરી રહ્યા છે. તે ઉમાપતિનું તેણે ધ્યાન ધરયું. ઉનાળાની ઋતુમાં ખરા મધ્યાન્હ સમયે પંચાગ્નિની જવાળાઓના મધ્ય ભાગમાં બેસીને ઉપર પ્રમાણેનું તે ધ્યાન કરતી હતી, ને શિયાળામાં ગળાસુધી પાણીમાં રહીને તથા ચોમાસામાં વરસાદમાં

---

* શિવ અથવા વિષ્ણુમાં કંઈ ભેદ ગણવો નહિ. કહ્યું છે કે अत:शिवश्च विष्णुश्च जगतो हितकारकौ ॥ શિવ તથા વિષ્ણુ જગતના હિત કરનારા છે.

બેસી મહાકષ્ટ વેઠી શંકરને ભજતી હતી. રાત્રે કશું પણ પાથરયા વગર ઉઘાડે દીલે ભોંયપર સૂઇ રહેતી, ને અન્નનો આહાર પણ ન કરતાં માત્ર ધુમાડો પીનેજ રહેતી હતી. એવું મહાભયંકર તપ કરતાં કરતાં તેને નવહજાર વર્ષ વીતી ગયાં. જાતે અબળા અને વળી આવું કઠિણ તપ કરે છે એવું જાણી દયા લાવીને પાર્વતી પતિ શંકર તેના આશ્રમમાં પધારયા, અને તે તપ કરતાં કરતાં કષ્ટથી દુબળી થઇ ગયલી ઋષિકન્યાને બહુ પ્રીતિથી તેમણે બોલાવી "હે પુત્રી, તું ઊઠ, ઊઠ, તારા ઉગ્રતપથી હું પ્રસન્ન થયોછું માટે વરદાન માગ." આવાં ગંભીર વચનો સાંભળી મેધાવતી એકાએક જાગૃત થઇ, ને નેત્ર ઉઘાડી જુએ છે, તો પોતે ધ્યાન કરતી હતી, તેવુંજ સ્વરૂપ પોતાના સન્મુખ ઊભેલું જોયું. આથી તેને અત્યંત આનંદ થયો, ને પોતાની મનકામના પૂર્ણ કરનાર શિવજી પ્રસન્ન થઈ દર્શન દેવા અત્રે પધારી મને કૃતાર્થ કીધી છે, એમ જાણી ઊભી થઇને તેણે, શંકરને સાષ્ટાંગ નમસ્કાર કરયા, તે અનેક પ્રકારે તેમની નમ્રવાણીએ સ્તુતિ કરી. એ સાંભળી શંકર તેને કહેવા લાગ્યા કે, "હે ભાગ્યવતી, તારૂં કલ્યાણ થાઓ. તું હવે કોઇ વાતનો ખેદ ન કરતાં ઇચ્છિત વરદાન માગ." આવું વચન સાંભળી મેધાવતી બહુ આનંદમગ્ન થઇ કરજોડી કહેવા લાગી કે, "હે પ્રભો, દયાસિંધો, આપ જ્યારે મને પ્રસન્ન થયા છો ત્યારે મારી મનકામના સર્વ પૂર્ણજ થઇ એમ હું સમજું છું. માટે બીજા કશાની ઇચ્છા ન કરતાં હું એટલુંજ માગું છું કે, આપમને સુંદર પતિ[૧] આપો. **સ્વામી**[૨] વગરની હું અબળા નિરંતર **સ્વામી**[૩] વગર પીડા પામી અહોનિશ **સ્વામી**[૪] નીજ ઈચ્છા કરૂં છું, માટે હે પ્રભો, મને આપ **સ્વામી**[૫] આપો. એ શિવાય મારે કશી ઇચ્છા નથી." આ સાંભળી શિવ તેને કહેવા લાગ્યા કે, "હે પુત્રી, આ તારૂં બોલેલું વાક્ય ખરૂં થાઓ–અર્થાત્ તારા બોલવા પ્રમાણે તેં માગેલા પાંચ પતિ તને પ્રાપ્ત થાઓ." ત્યારે મેધાવતી આશ્ચર્ય ચકિત થઇ બોલીકે "મહારાજ, કદાચ એક પુરૂષને તો પાંચ સ્ત્રીઓ હોય છે, પણ એક સ્ત્રીને પાંચ ભરતાર કદી સાંભળવામાં એ આવ્યા નથી. તો આપે મને એ શું વરદાન આપ્યું?" ત્યારે શંકરે કહ્યું કે "તેં તારા માગવામાંજ એમ માગ્યું છે:–

( पतिं देहि पतिं मह्यं पतिं पति महं वृणे
पतिं[१] देहि[२] महादेव[३] नान्यन्मे[४] चिंतितं हृदि ॥ )[५]

એ તારા વચન પ્રમાણે તેં વારંવાર પાંચ વખત પતિ માગ્યો છે, માટે તે સિદ્ધ થશે, પરંતુ તેથી તું ખેદ પામીશ નહિ. કેમકે એ તારા

પાંચે પતિ સર્વ ધર્મ જાણનારા, સાધુવૃત્તિના, સત્ય પરાક્રમી મહાશૂરા, યજ્ઞ કરનારા, અને ત્રણે લોકમાં ખ્યાતિવાળા થશે. તેમજ તારી ઉપર સંપૂર્ણ પ્રેમ રાખનારા થશે. વળી તે તને આ અવતારમાં નહિ પણ આવતા જન્મમાં મળશે. માટે ખેદ કરીશ નાહ. આટલી તપશ્ચર્યા કરતાં પણ તને એવું વરદાન મળવાનું કારણ એટલુંજ કે તે મહામુની દુર્વાસા કે જે મારો અંશાવતાર છે, તેમના વચનનો અનાદર કરીને ભગવાત્પ્રિય પુરૂષોત્તમ માસનું સેવન કીધું નહી. હે બાળા, તું જાણતી નથી, પણ બ્રહ્મા ને આદે લઈ સર્વ દેવ તથા હું એ સર્વે શ્રી કૃષ્ણની આજ્ઞામાં રહીએ છઈએ; તો પછી તેજ શ્રી કૃષ્ણે પોતે મોટા કીધેલા પુરૂષોતમ માસનો અનાદર કે તિરસ્કાર કેમજ થાય? તેનો અનાદર કરનાર પ્રાણીઓ તો રૈરવ નરકમાં પડે છે. ને તેનું ભક્તિથી સેવન કરનાર પુરુષ પુત્ર, પૌત્ર, ધન, સંપત્તિ તથા અનેક સિદ્ધિઓ પામે છે, ને પૂર્વે પામ્યા છે, તથા હવે પછી પામશે, તેટલા માટે સર્વ દેવ સહિત હું પણ તે પુરૂષોત્તમ માસનું સેવન કરૂં છું. કેમ કે એને ભજવાથી શ્રી પુરૂષોત્તમ (શ્રી કૃષ્ણ) પ્રસન્ન થાય છે, માટે હે બાળા, તે પુરૂષોત્તમ માસનું આદર પૂર્વક સેવન કરવું." એટલું કહી શંકર તુરત અંતર્ધાન થઈ ગયા! એ જોઇ મેધાવતી આશ્ચર્ય ચકિત થઇ બહુ સંતાપ કરવા લાગી.

---

## અધ્યાય ૧૨ મો.

એ પ્રમાણે પુરૂષોત્તમ માસનો અનાદર કરવાથી મેધાવતીએ જોકે મહાઉગ્ર તપ કર્યું, તેનું ફળ પણ ઉલટા જેવુંજ મળ્યું, ને આ જન્માંતરમાં પોતે પતિ વિનાની રહી. તથી પ્રતિદિન તેની નિરાશા વધવા માંડી. શોકના સાગરમાં તરતા તેના મન રૂપી વાહાણને ખેદ રૂપી પવને ચકડોળ ચઢાવી દીધું, ને એમ કેટલોક કાળ ઝોલાં ખાતાં (શોકમાં ઝૂરતાં) આખરે તે મૃત્યુ રૂપી વમળમાં ઘેરાઈ છેક તરસાળે જઈ બેઠું (અર્થાત એમ શોક દુ:ખમાં પીડાતી મેધાવતી છેવટે એ નિર્જન આશ્રમને વિષે મૃત્યુ પામી).

શ્રી કૃષ્ણ કહે છે. હે અર્જુન, એવામાં પાંચાળ દેશનો અધિપતિ યજ્ઞસેન (દ્રુપદ) રાજા મહા ઉત્તમ યજ્ઞ કરતો હતો, તેના તે યજ્ઞના કુંડમાંથી તપાવેલા સુવર્ણના જેવી સુંદર કાંતિવાળી એક કુમારીકા ઉત્પન્ન થઇ તેજ એ પૂર્વ જન્મની મેધાવતી હતી; કે જે આ જન્મે દ્રૂપદ રાજાને સાં ઉત્પન્ન થવાને લીધે દ્રૌપદી એ નામથી આખા જગત્માં પ્રખ્યાત થઇ. એને પરણાવવા માટે દ્રૂપદે જે સ્વયંવર રચ્યો હતો તેમાં અર્જુને મત્સ્યયંત્ર

નો વેધ કરી તે સાધ્વી કન્યાનું પાણિ ગૃહણ કર્યું, તે જોઈ સર્વ રાજાઓ નો ગર્વ ઉતરી ગયો. આવા પરાક્રમી તમે પાંડવો એના પતિ છતા તેણીને દુઃશાસને માથાના કેશ પકડી રાજ સભામાં આણી ને ઘણાંક કુવચનો કહી અપમાન કીધું. એટલું બધું અઘટિત થવાનું કારણ એજ કે તેણીએ પૂર્વે પુરૂષોત્તમ માસનો તિરસ્કાર કરયો હતો, તેથા મેં પણ આવી સતી સાધ્વીને દુઃખ પડતું હતું છતાં કંઈ ગણકાર્યું ન હોતું. પણ જ્યારે એ દુષ્ટ દુઃશાસને તેણીનાં શરીરપરનાં વસ્ત્ર ખેંચી તેની લજ્જા લુટવાનો વિચાર કરયો, ત્યારે તેણીએ (દ્રૌપદીએ) પોતાના પૂર્વ જન્માંતરમાં અપરાધની ક્ષમા માગી વારંવાર તેના અંતઃકરણમાં અતિ સ્નેહ પૂર્વક મારૂં સ્મરણ કરવા માંડયું. "કે હે ગોવિંદ, હે દયાસિંધો શ્રી કૃષ્ણ, હે દીનબંધુ ગોપીનાથ, મારે આ સમયે આપવિના બીજું કોઇ નથી. મારા આપ્તમાં આપ્ત (વારસ) આપ છો; ને હું આપનેજ શરણે છું છતાં હે હૃષીકેશ, આ દુઃશાસનથી હું અત્યંત પીડાઉં છું ને આપ કેમ મારી સહાય કરતાં નથી?" હવે હે રાજન્ આગળના એના અપરાધ માટે હું એની ઉપેક્ષા (અવગણના) કરતો હતો છતાં આ વખતે જ્યારે તેણે મારૂં સ્મરણ કર્યું, અને અંતઃકરણ પૂર્વક તેમને શરણ થઇ ત્યારે મેં તુરત ત્યાં જઇ પહોંચી અનેક વસ્ત્રો પૂરાં પાડી તેની લજ્જા રાખી.

માટે હે સર્વ પાંડુ પુત્રો, તમારે નિશ્ચય પૂર્વક જાણવું કે એ પુરૂષોત્તમ માસ કે જે મુને પ્રિય હોવાથી સર્વ અર્થ ફળ આપનાર છે, ને જે બ્રહ્મદેવથી માંડીને તે સર્વ દેવો તથા મનુષ્યોએ સેવન કરવા યોગ્ય છે, તેના અનાદર કરવાથીજ તમને આટલાં આટલાં દુ.ખો સહન કરવા પડે છે. માટે હવે સાવધ થાઓ, અને હવે પછી જે પુરૂષોત્તમ માસ આવે તેનું આરાધન કરો એટલે તમારૂં સર્વ વાતે કલ્યાણ થશે. હું તમને સર્વ વાતે સહાય કરીશ, તમારા શત્રુઓનો પરાજય થઇ તેઓ યમલોક જશે, તમારી સ્ત્રીઓના કેશ ઝાલી તાણવા તો શું પણ માત્ર કુદૃષ્ટીથી તેનું જે અવલોકન કરશે તેમની સ્ત્રીઓના કેશ હું ક્રોધથી સમૂળા કાપી નંખાવીશ. કારણ કે દ્રૌપદી સહિત તમો સૌએ મારા પરમ ભક્ત છો; ને મને જેટલા મારા ભક્તો પ્રિય છે, તેટલું કોઇ પણ પ્રિય નથી. તેથી મારા ભક્તને પીડા દેનારને હું નિરંતર પીડા કરૂં છુ."

એટલું કહી શ્રી કૃષ્ણે દ્વારકા પ્રત્યે જવાની ઇચ્છા દર્શાવી ત્યારે પાંડવોએ તેમની અત્યંત સ્તુતિ કરી કહ્યું કે "હે જનાર્દન, જેવી રીતે મત્સ્યને જળ એ જીવત છે તેવી રીત અમારે આપજ જીવન રૂપ છો. તો અમોને વારંવાર આપના દર્શનનો લાભ આપશો. આપ અમારા–પાંડવોના નાથ

છો એમ આખું જગત જાણે છે. તો પછી આપનેજ અમારૂં રક્ષણ કરવું અવશ્ય છે. હે જગદીશ્વર, અમે સર્વે તમારાજ છીએ માટે અમને પોતાના જાણીને આપને અમારૂં કદી વીસ્મરણ થવું ન જોઇએ એવી અમારી પ્રાર્થના છે.” આવી સ્તુતિથી ભગવાન્ બહુ આશ્વાસન કરી સ્નેહથી તે સૌને ભેટયા, ને પછી રથમાં બેસી વિદાય થયા. પાંડવો ઘણેક દૂર સૂધી વળાવવા ગયા હતા, તેમને ભગવાને પાછા વાળ્યા, ને પછી પોતે આનંદ પૂર્વક ચાલતા દ્વારકા જઇ પહોંચ્યા.

બદરીપતિ નારાયણ કહે| છે–હે નારદ, એ કામ્યક વનમાં વસેલા દુઃખી પાંડવોને પાસેથી શ્રી કૃષ્ણ દ્વારિકા પધારી ગયા, ત્યારે તેમના ગયા પછી પાંડવો તેમના ઉપદેશનો લાભ લેવાને એક ચિત્ત થયા. તુરત ધર્મ રાજ યુધિષ્ઠિરે બંધુ સહવર્તમાન તીર્થાટણ કરવા માંડયું. ને એમ અનેક તીર્થોએ ફરતાં ફરતાં પુરૂષોત્તમ માસનો સમય આવી પહોંચ્યો. ત્યારે તેમણે પોતાના ભીમ, અર્જુન આદિ ભાઇઓને ભગવાનના વચનોનું સ્મરણ કરાવી કહ્યું કે “હવે આ પુરૂષોત્તમ માસ આવ્યો છે, માટે આપણે સૌએ તેમાં વ્રત–સ્નાન કરવું જોઇએ.” એ સાંભળી સૌએ એકાગ્ર થઇ પરમ ભક્તિ ભાવ પૂર્વક પુરૂષોત્તમ વ્રત કરવા લાગ્યા ; ને એટલામાં તેમના વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં પણ થયાં. એટલે શ્રી પુરૂષોત્તમની કૃપાથી તેમને પોતાનું નિષ્કંટક રાજ્ય તથા સર્વ સુખ સંપત્તિ પ્રાપ્ત થઇ. માટે હે મુની, પુરૂષોત્તમ માસનું સેવન કરનારને ભગવાન્ એવી રીતે સહાય થાય છે. એવીજ પ્રકારે પૂર્વે સૂર્ય વંશમાં ઉત્પન્ન થયલા દૃઢધન્વા નામના રાજાને પુરૂષોત્તમ માસની સેવાથી અનેક સંપત્તિ પ્રાપ્ત થઇ હતી. માટે એ પુરૂષોત્તમ માસનો એટલો મોટો પ્રભાવ અને માહાત્મ્ય કોણ વર્ણન કરી શકે? એનું માહાત્મ્ય મોટા દેવતાઓ પણ જાણતા નથી, તો પછી મનુષ્ય તે કોણ માત્ર છે!

## અધ્યાય ૧૩ મો.

“નૈમિષારણ્યમાં સર્વ મુનિયોએ સૂતજીને પૂછયું કે હે પુરાણિક, એ દૃઢધન્વા તે કોણ અને તેણે શું કર્યું તે કૃપા કરીને વર્ણન કરશો.” એ સાંભળી સૂત પુરાણિકે કથા આગળ ચલાવી:—

પૂર્વે હૈહય દેશને વિષે એક શ્રીમાન્, બુદ્ધિમંત, પ્રજાને પાળનાર તથા પરાક્રમી ચિત્રધર્મા નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને ત્યાં પોતાના જેવાજ ઉત્તમ ગુણો વાળો મહા તેજસ્વી દૃઢધન્વા નામે પુત્ર થયો, જે આગળ જતાં મહા પવિત્ર, સત્યવાદી અને બીજા સર્વ શુભ ગુણથી સંપન્ન

નિવડ્યો. એ જેવો બુદ્ધિમાન તેવોજ અત્યંત રૂપાળો હતો, છતાં જેમ જેમ તેનું વય વધતું થતું ગયું, તમ તમ તે સઘલામાં પણ નવાઈ જેવો વધારોજ થતો ગયો. યોગ્ય ઉમર થતાં તેને ગુરૂને ત્યાં વિદ્યા ભણવા મૂક્યો ત્યાં થોડાજ કાળમાં સર્વ વિદ્યાની અંદર પ્રવિણ થઇ શીઘ્રે તે પિતા પાસે આવ્યો. ચિત્રધર્મા એને જોઇ બહુજ રાજી થયો, ને સંતોષ પામ્યો કે મારી વૃદ્ધાવસ્થા થઈ છે, માટે મારી પછવાડે પ્રજાનું રક્ષણ કરનાર ઇશ્વરે તૈયાર કીધો છે!' રાજાને તો એટલું જોઇતુંજ હતું કે 'હું હવે કયારે આ રાજ્ય ખટપટમાંથી છુટી અસાર સંસારમાંથી તરીજવા માટે શ્રી હરિનુ આરાધન કરૂં. તેથી પુત્રને સર્વ વાતે યોગ્ય થયલો જોઇ તુરત તેને રાજ્યાભિષેક કરીને પોતે પુલહાશ્રમે ભગવત્સ્મરણ કરવા ચાલી નીકલ્યો; ને ત્યાં જઇ સર્વ વિષયોની આશા છોડી દઇ નિરાહાર વ્રત આચરી અંતઃકરણમાં મુરલીધર શ્રી કૃષ્ણ ચંદ્રનું ધ્યાન ધરવા માંડયો. ને એમ ઘણાક કાળ સુધી એકાગ્રચીત્તે તપ આચરી તે ચિત્રધર્મા વૈકુંઠધામને વિષે ગયા.

પિતાને વૈકુંઠ પદ પ્રાપ્ત થયું જાણી દૃઢધન્વાએ ઘણા આનંદથી તેની ઉત્તમ ક્રિયા કરી, ને પછી વિદ્વજનોની સંમતિ સહિત તે પોતાના પુષ્કરાવર્ત નામના પુણ્ય નગરમાં રાજ્ય કરવા લાગ્યો. એની ભાર્યા ગુણસુંદરી, કે જે વૈદર્ભ રાજાની દીકરી હતી, તે તેના નામ પ્રમાણેજ ગુણવાળી તથા સ્વરૂપ સૌંદર્યનો અંબારજ હતી. એના પેટે તેને ચિત્રવાક, ચિત્રવાહ, મણીમાન્, અને ચિત્ર કુંડલ એ ચાર પુત્રો તથા ચારુમતી નામની કન્યા, એટલાં સંતાન ઉત્પન્ન થયાં. તે પુત્રો પણ પોતાના બાપના જેવા જિતેંદ્રિય, શાંત, રૂપવાન્, ગુણવાન્, શૂરા વેદ વેદાંગ જાણનારા, ધનુર્વિદ્યામાં કુશળ અને સમયોચિત ભાષણ કરનારા હતા. એઓનો પિતા દૃઢધન્વા રાજાઓરૂપ શત્રૂઓને જીતનાર છતાં કામાદિક છ શત્રૂઓ પણ તેણે જીતી લીધા હતા. તે મોટો ક્ષમાશીળ, ગંભીર, તથા સમદર્શી હતો. આ સર્વ ઉપરાંત તેણે શ્રીરામચંદ્રની પેઠે એક પત્ની વ્રત ધારણ કરયું હતું.

એક સમયે રાત્રે તે દૃઢધન્વા પોતાના રંગ ભુવનમાં સૂતો છે, તેવામાં તેના અંતઃકરણમાં કંઇ એવો વિચાર થઇ આવ્યો કે, "અહો આટલો બધો વૈભવ મને કયા મોટા પુણ્યના યોગે મળ્યો હશે? કારણકે આ જન્મે તો મેં તપ, દાન, હોમ આદિ કશું પુણ્ય કરયુ નથી. માટે આવું ભાગ્ય મને કેમ પ્રાપ્ત થયું, તેનું કારણ હું કોઇને પૂછું." એમ વિચાર કરતાં રાત્ર વહી ગઇ, ને બ્રાહ્મ મુહુર્ત ( પાછલી ચાર ઘડી રાતે ) સમય થયો એટલે ઉઠી તુરત શૌચસ્નાનાદિ સર્વ નિત્ય કૃત્ય કરી બ્રાહ્મણોને અનેક પ્રકારનાં શુભ દાન આપી તેમની આશીશ લઇને તે અશ્વારૂઢ થયો;

ને મૃગયા રમવાની ઇચ્છાથી કેટલાક સૈન્ય સંગાથે વનમાં ચાલ્યો. ત્યાં તેણે અનેક મૃગ, વ્યાઘ્ર, વરાહ ઇત્યાદિ પશુઓને હણ્યા; ને છેવટે તેને એક મૃગ ઘણો સુંદર દેખાયો તેને તેણે પોતાના બાણવડે વીંધ્યો ખરો, પરંતુ એ બાણ એમનું એમ શરીરમાં ચોંટેલું છતાં તે મૃગ નાઠો. રાજા ઘણેક દૂર સૂધી એની પછાડે ગયો, પરંતુ આગળ જતાં ઝાડીમાં મૃગ સંતાઇ જવાથી નિરાશ થઇ રાજા અતિશય શ્રમથી લાગેલી તરસ શાંત કરવાને કોઇ જળાશયની શોધ કરવા લાગ્યો. એટલામાં તેને એક વિશાળ અને નિર્મળ સરોવર દેખાયું. ત્યાં જઇ તેના તટપર આવેલા એક વડના ગંભીર વૃક્ષ તળે જઈ ઘોડાને બાંધી સરોવરમાંથી જળ પી તે વડ નીચે વિશ્રામ સારૂ બેઠો, થોડીકવાર થઈ નહિ એટલામાં રાજાની નજર સામે આવેલી તે વડની ડાળી ઉપર એક સુંદર પોપટ આવીને બેઠો, ને ઘણીજ મનોહર વાણીથી રાજાનું ચિત્ત પોતા તરફ ખેંચી પછી મનુષ્ય ભાષામાં એક અદ્ભુત શ્લોક બોલ્યો:-

विद्यमाना तुलसुख मालोक्या तीव भूतले ।

न चिंतय सितत्वं त्वं तत्कथं पारमेष्यासि ॥

(ભાવાર્થ-હે રાજા, તને આ લોકમાં હમણાં અતુલસુખ પ્રાપ્ત થયું છે, તેને જોઈ તું તત્વચિંતન નથી કરતો, તેથી આ સંસારમાંથી કેમ પાર પડીશ? )

આ સાંભળી રાજાને આશ્ચર્ય પામતો જોઇ તે પોપટ વારંવાર એ શ્લોક બોલવા લાગ્યો! રાજા એથી ચકિત થઇ વિચાર કરવા લાગ્યો કે " અરે, આ શુક (પોપટ) તે સાક્ષાત્ શુક મુનિજ છે કે શું! કે જે પરીક્ષિત રાજાની પેઠે મારાપર અનુગ્રહ કરીને મારો ઉદ્ધાર કરવા અત્રે પધારયા હોય!" એટલામાં તેનું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું એટલે તુરત તે શુક પક્ષી અદૃશ્ય થઇ ગયો; ને રાજા સૈન્ય સાથે તે શુક વાકયનું સ્મરણ કરતો પોતાના નગરમાં આવ્યો. પોપટનાં વચનોથી તેનું ચિત્ત સંસારમાંથી તદન ઊઠી ગયું હતું, તેથી ઘેર આવ્યા બાદ તેણે મૌન ધારણ કરયું, તેમ નિદ્રા તથા ભોજનનો પણ તે ધીમે ધીમે ત્યાગ કરવા લાગ્યો. આ પ્રકાર જોઇ તેની સ્ત્રી ગુણ સુંદરીએ તેને ઘણાં વાનાં કરયાં, ને અનેક પ્રકારે પ્રતિબોધ કરી તેને બોલાવવાને તથા આમ થવાનું કારણ જાણવાને ઘણા ઉપાય કરયા પણ તે સઘળું વ્યર્થ.

---

## અધ્યાય ૧૪ મો.

એ પ્રમાણે દૃઢધન્વા તે શુક પક્ષીનાં ચમત્કારિક વચનથી ચિત્તપર ચટકો લગાડી સર્વનો સંગ તજી દઇ આ સંસારથી તારનાર ઉપદેશકની ઘણા કાળથી વાટ જોતો બેઠો હતો. એવામાં કોઈ સમયે તેને ઘેર મહા-મુનિ વાલ્મીકી પધારયા. ઋષિનાં દર્શન કરતાંજ રાજાએ સામા જઇ તેમના ચરણમાં પડી નમસ્કાર કીધો, ને અત્યંત આદર પૂર્વક ઘરમાં તેડી લાવી સુંદર આસનપર બેસાડી રૂડી પ્રકારે તેમની પૂજા કરી. પછી તેમના ચ-રણનું મર્દન કરતાં કરતાં રાજા પોતાનું મૌન તજી મધુર વચનથી બોલ્યો, "હે ભગવન્ હું આજ કૃતાર્થ થયો, કે જેથી આપે પધારી મારા ઘેરને પાવન કરયું. આજે મારૂં સર્વ સફળ થયું કે જેથી મેં આપનાં દર્શન કરયાં." એ સાભળી વાલ્મીક ઋષિ બહુ હર્ષ પામી બોલ્યા, "હે રાજા, તને ધન્ય છે, ને તારૂં બોલવું યોગ્ય છે. પરંતુ તું આવો ચિંતાતુર કેમ દેખાય છે એ હું જાણવા ઇચ્છું છું." "હે મહારાજ, આપની કૃપાથી મારે સર્વ પ્રકારનું સુખ છે" રાજાએ કહ્યું, "પણ મારા અંતઃકરણમાં એક ગૂઢ સંશય છે, જે મને સાલ રૂપ થઇ પડેલો છો." તે સંશય શો છે, અને તે કેમ ઉત્પન્ન થયો એ ઋષિએ પૂછતાં રાજાએ તેના મૃગયા જવાની અને ત્યાં વડના વૃક્ષપર પોપટે કહેલા ગૂઢ શ્લોકની સઘળી વીતેલી વાર્તા કહી સંભળાવી; અને કહ્યું "હે મુનીશ્વર, જોકે એ શ્લોક મેં સાંભળ્યો ખરો, પરંતુ તે શુક પક્ષીના વચનમાં શો ગુહ્ય અર્થ સમાયલો છે, તે હું ય-થાર્થ જાણી શકયો નથી તેમ આ સર્વ સંપત્તિ જે હું ભોગવું છું તપણ શા પુણ્ય યોગે મને પ્રાપ્ત થઇ છે, એ વગેરે સઘળું આપ કૃપાકરી મને જણાવશો." એ સાંભળી વાલ્મીકિ ઋષિયે બે ઘડી સુધી ધ્યાન માર્ગે સ-ઘળું વિશ્વ અવલોકન કરી જોયું, ને પછી રાજાને કહ્યું, "એ સંબંધે તારા પૂર્વ જન્મનું સર્વ વૃત્તાંત હું તને કહું છું જેથી એ તારા પ્રશ્નનો ઉત્તર તને મળશે."

હે રાજેંદ્ર પૂર્વે તું દ્રવિડ દેશમાં આવેલી તામ્રપર્ણી નદીને કિનારે તારી સ્ત્રી સહિત સુંદર આશ્રમમાં રહેતો હતો. તારૂં નામ સુદેવ, તથ તારી સ્ત્રીનું નામ ગૌતમી હતું. તે સુદેવ જાતે ઘણો ધાર્મીક, સત્યવાદી સંતોષી, વેદાધ્યયની તથા ભગવાનનો ભક્ત છતાં અગ્નિ હોત્રાદિ ક્રિયાઓથી શ્રી હરિને નિરંતર સંતુષ્ટ કરતો હતો. તે ગૌતમી (ગૌતમ ઋષિની કન્યા. પણ પરમ પતિવ્રતા છતાં ઘણાક સદ્ગુણોનો ભંડાર હતી. એ પ્રેમી જોડુ બીજા સર્વ પ્રકારના સુખમા નિરંતર વસતું હતું, પણ માત્ર તેમને એક

સંતતિની ખોટ હતી. એક સમયે એ બંને દંપતિ આશ્રમમાં બેઠાં છે, ને સ્ત્રી પોતાના પતિની ખુબ પ્રેમથી સેવા કરે છે, એવામાં સુદેવ ગળગળો થઈ ખિન્ન વચનથી બોલ્યો, "હે પ્યારી, આ સંસારમાં પુત્ર વગરનું સર્વ સુનું છે. તેના વગર વંશ વૃદ્ધિ થતી નથી, ને તે વગર મનુષ્ય આલોક તથા પરલોકનું સર્વ સુખ ગુમાવે છે–તેમ આપણે પણ છે. અરે, અદ્યાપિ સુધી મેં પુત્રને લાડ લડાવ્યાં નહિ, તેને વેદ ભણાવ્યા નહિ, ને તેનો વિવાહ પણ કરયો નહિ, જેથી મારો જન્મ વ્યર્થ ગયો હું સમજું છું, ને એથી મને આ સંસાર ખારો ઝેર જેવો લાગે છે." એ સાંભળી ગૌતમી અત્યંત વિનયથી બોલી, "હે પ્રાણનાથ, આપ એ શું બોલ્યા? આપ જેવા વૈષ્ણવને એમ મોહ કરવો કેમ ઘટે? હે પ્રભુ, આપ જેવા મહાત્મા, કે જે ભગવાનના પરમ ભક્ત હોવાથી સ્વર્ગ વગેરેની તો ઇચ્છાજ રાખતા નથી તેમને પુત્રથી શું સુખ થવાનું હતુ? એમ છતાં પણ આપને એવા કોઇ સત્પુત્રની ઈચ્છા હોય તો શ્રી હરિ કે જે સર્વ કામના પૂર્ણ કરનાર છે, તેમનું આરાધન કરો." આવું તે ધર્મ પત્નીનું વાકય સાંભળી તેને સાથે લઇને સુદેવ તે તામ્રપર્ણીના એકાંત કિનારા ઉપર ગયો, ને ત્યાં સ્નાન કરી ભગવાનનું ધ્યાન કરી પવિત્ર તપનો આરંભ કરયો. અન્નનો આહાર છોડી દઇ માત્ર વનમાંનાં સૂકાં પાંદડાં અને જળ ઉપરજ નિર્વાહ કરવો, ને મુખે શ્રીહરિના મંત્રનો જપ કરવો, એવી રીતે અતિ ઉગ્ર તપ કરતાં તેને ચાર હજાર વર્ષ વીતી ગયાં. આવું મહા પવિત્ર તપ જોઇ ભક્તવત્સલ ભગવાન તેનાપર બહુ પ્રસન્ન થઇ સંતોષ પામ્યા, ને તુરત ગરૂડા રૂઢ થઈ તેની સન્મુખ પ્રગટ થયા!

## અધ્યાય ૧૫ મો.

મેઘ સમાન શ્યામ સુંદર ચતુર્ભુજ તથા પ્રસન્ન વદનવાળું કોટિકામ દેવને લજાવે તેવું ભગવાનનું સ્વરૂપ જોઈ સુદેવે લાંબા થઇ તેમના ચરણમાં નમસ્કાર કરયા, ને પછી હાથ જોડી ગદગદ વાણીએથી તે શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યોઃ– "હે દેવેશ, હે સર્વેશ્વર, હું આપને શરણે છું ને આપને વારંવાર મારા નમસ્કાર છે. હે શરણાગત વત્સલ, મારૂં રક્ષણ કરો. હે પ્રભુ, આપ સકળ જગત્‌ના ઉત્પન્ન કરનાર, પાળક, અને લય કરનાર છો. ઇંદ્ર સૂર્ય તથા બ્રહ્માને આદે લઇ સર્વ દેવોમાં આપ પરમ અંશ રૂપે રહી તેઓને પ્રકાશો છો. અને ભક્તિ કરનારને સર્વદા ચતુર્વીધ પુરુષાર્થ આપનારા છો. બ્રહ્મદેવ સરખા પણ આપનું સ્તવન કરી શ-

કવાને સમર્થ નથી, તો હું કંગાલ આપની સ્તુતિ કેવી રીતે કરી શકું? તોપણ હે પ્રભુ, હું આપનો દીન ભક્ત છું માટે મારી ઉપેક્ષા ન કરતાં મને શરણે રાખો." એ સાંભળી પરમ મધુર અને ગંભીરવાણીથી ભગવાન તેને કહેવા લાગ્યા કે, "હે વત્સ, તારા તપથી હું બહુ સંતોષ પામ્યો છું. માટે તારી શી ઇચ્છા છે તે બોલ." ત્યારે સુદેવે કહ્યું, કે "હે પુરુષોત્તમ, આ શુન્ય ગૃહસ્થાશ્રમ મને ગમતો નથી માટે એક સત્પુત્ર મને આપો. એ સાંભળી શ્રીહરિએ કહ્યું કે "પુત્ર શિવાય બીજું જે કંઇ માગીશ તે હું તને આપવા તૈયાર છું, પણ પુત્રનું સુખ તો તારા સાત જન્મમાંએ બ્રહ્મદેવે નિર્માણ કરેલું નથી." આવું વજ્ર સમાન નિષ્ઠુર વચન સાંભળી મૂળમાંથી કાપી નાંખેલા વૃક્ષની પેઠે તે બ્રાહ્મણ મૂર્છા ખાઈ ભૂમિપર પડયો; ને તેની સ્ત્રી તેની આસના વાસના કરતી અત્યંત વિલાપ કરવા લાગી. તે બોલીકે "હે નાથ, આપ શા માટે દુઃખી થયા કારણકે આપણું પ્રારબ્ધ આપણે ભોગવવું, તેમાં લક્ષ્મીપતિ શું કરે? આયુષ્ય પૂરું થઇ મરવા પડેલાને જેવું ઔષધ નકામું છે, તેમ ભાગ્ય વગરનાને શ્રીહરિ પણ કશું આપી શકતા નથી; માટે સૌથી એ ભાગ્યજ બળવાન છે. તેથી હે સ્વામી, બેઠા થાઓ અને સઘળાં શ્રેષ્ટ સાધનો પરનો વિશ્વાસ મૂકી માત્ર ભાગ્યનેજ વિશ્વાસે રહો. ભગવાનનું સેવન કરયાથી શો અર્થ સરે એમ છે?" આવું નિરાશા અને શોકથી ભરેલું ગૌતમીનું બોલવું સાંભળી ભગવાનના વાહન ગરુડને બહુ ક્ષોભ ઉત્પન્ન થયો, તેથી તેણે પ્રભુને કહ્યું, "હે હરી, આ તો આપના ભૂષણને લાંછન લાગે એવું થયું. કેમકે આટલાં બધાં વર્ષ સુધી મહાકષ્ટ વેઠીને જે અર્થે તેણે આપને પ્રસન્ન કરયા તે અર્થ (પુત્રપ્રાપ્તિ) તો આપ તેને પ્રત્યક્ષ થયા છતાં સરયો નહિ, ત્યારે હવે આપ દીન બંધુ, ભકત વત્સળ, તથા ભક્તનાં દુઃખ ન જોઇ શકનારા કહેવાઓ છો; તે આપનું દયાળુપણું, ભક્તવાત્સલ્યપણું તથા ભક્તના મનોર્થ પૂર્ણ કરવાપણું કયાં સંતાઈ ગયું? માટે કોઇપણ રીતે આપે આ બ્રાહ્મણ બ્રાહ્મણીનો મનોર્થ પૂર્ણ કરવો જોઇએ." એ સાંભળી શ્રી હરિએ કહ્યું કે "હે ગરૂડ, જોકે એને પુત્ર સુખ નથી છતાં મારી આજ્ઞાથી તુંજ એને ત્યાં અંશરૂપે અવતરી એને પુત્ર સુખ આપ."

---

## અધ્યાય ૧૬ મો.

વાલ્મીકિ ઋષિ કહે છે—હે દૃઢધન્વા, પછી ભગવંતની આજ્ઞા થવાથી ગરુડે તે બ્રાહ્મણને આશ્વાસન કરીને ઉઠાડયો, ને કહ્યું, "હે દ્વિજ-

શ્રેષ્ઠ, તારા સાતે જન્મમાં પુત્રનું સુખ નથી એ સત્ય છે; પરંતુ તારા હિતને માટે મેં હરિની પ્રાર્થના કરવાથી મને તેમણે આજ્ઞા કરી છે. તેથી હું તને કહું છું કે તારે મારા અંશરૂપે એક પુત્ર થશે, ને તમારા દંપતિના મનોર્થ સત્ય થશે. પરંતુ એટલું યાદ રાખજો કે તે પુત્રની સાથે તમારે વધારે લોભાવું નહિ, નિકર તે પરનો ઘણો પ્રેમ તમને દુ:ખકારક થઇ પડશે." આટલું કહી ગરુડ શ્રીહરિને પોતાના સ્કંધપર વિરાજિત કરીને અંતર્ધાન થઇ ગયા; ને પુત્રવર પામવાથી સંતોષ પામી તે દંપતિ ત્યાંથી પોતાના મૂળ આશ્રમ પ્રત્યે જઇ અનેક પ્રકારનાં સંસાર સુખ ભોગવવા લાગ્યાં.

કેટલેક કાળે સુદેવની સ્ત્રી ગૌતમી ગર્ભવતી થઈ, ને દશમાસ પૂર્ણ થતાં તેને મહા તેજસ્વી પુત્રનો જન્મ થયો. સુદેવ આનંદ પામી તુરત વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી પુત્રનું જાતકર્મ (જન્મ વખતનો સંસ્કાર) કરાવ્યું, ને ખૂબ દાન આપી બ્રાહ્મણોને સંતુષ્ટ કીધા. પછી પોતાનું સ્વજન કુટુંબ એકઠું મળી "શુક દેવ" એવું તે પુત્રનું નામ પાડયું કારણકે તે શુક (પોપટ)ની માફક મધુરૂં મધુરૂં બોલતો હતો, ને વળી પક્ષીઓના રાજા ગરુડે તે આપ્યો હતો. એ બાળક શુક્લપક્ષના ચંદ્ર પ્રમાણે પ્રતિદિન વૃદ્ધિ પામતો ગયો, તેમ તેમ તેના વધતા જતા રૂપ અને ચાપલ્યથી તેનાં માતપિતાને બહુ આનંદ પ્રાપ્ત થવા લાગ્યો. આઠ વર્ષનું વય થતાં તેના પિતાએ તેને યજ્ઞોપવીત ધારણ કરાવી ગાયત્રી મંત્રનો ઉપદેશ કરયો, ને એમ વેદોક્ત સંસ્કાર પ્રાપ્ત થતાં તે બ્રહ્મચર્ય પાળી ગુરૂપાસે વેદાધ્યયન કરવા માંડયો. તે અતિ બુદ્ધિમાન્ હોવાથી થોડાજ સમયમાં તેણે સર્વ વિદ્યા સંપાદન કરી. એવામાં તેમને ઘેર દેવલ નામના મહર્ષી પધારયા. સુદેવે તેમની વિધિયુક્ત પૂજા કરીને સુંદર આસનપર બેસાડયા, ત્યારે પ્રસન્ન થઇ તે બોલ્યા "હે સુદેવ, તમારાં પૂર્ણ ભાગ્ય છે તમારે ત્યાં આવો સુંદર રત્ન સમાન પુત્ર છે। મેં એના જેવો બુદ્ધિમાન્ અને વેદાધ્યયન શીળ તથા વાક્ચતુર કોઇનો પણ બાળક જોયો નથી. પરંતુ લાવની જોઉં તો ખરો, કે એનાં સામુદ્રિક ચિન્હો કેવાં છે?" એમ કહી બાળકને પોતાના ખોળામાં બેસાડીને ઋષિયે તેનો હાથ જોવા માંડયો, તથા તેમાંના ધ્વજ, અંકુશ, યવ મત્સાદિ ચિન્હો તેમજ તેની હાથીની શુંડ સરખી ઢીંચણ સુધી આવેલા દીર્ઘ ભુજાઓ જોઈ બહુ આનંદ દર્શાવ્યો. પણ જયારે તેના હાથમાંની આયુષ્ય રેષા જોઈ ત્યારે તુરત તેમણે માથું ધુણાવ્યું, ને ઉતરી ગયેલે મુખે બોલ્યા, "હે સુદેવ, આ તમારો પુત્ર તેનાં આખા શરીરનાં ચિન્હો જોતાં કેવળ ભાગ્યનો અને ગુણોનો સમુદ્ર છે પરંતુ તેમાં એક મહાન્

દોષ છે, જે કહેતાં મારો જીવ ચાલતો નથી; પરંતુ તમો સમજુ છો માટે તમને કહું છું, તો તેથી કશો ખેદ કરશો નહીં. તે દોષ એકે, આ બાળક એની બાર વર્ષની ઉમરે જળમાં બુડીને મરણ પામશે. માટે હે દ્વિજ, જે ભવિષ્યમાં થાનાર છે, તેને કોઇ મિથ્યા કરી શકે એમ નથી; તેથી શોક કરવો નહી." એમ કહી તુરત દેવલ ઋષિ અંતર્હિત થયા ને સુદેવ તથા ગૌતમી એ સાંભળતાંજ મૂર્છિત થઇને પડયાં. પણ પછી કેટલીક વારે સાવધ થઇને ગૌતમીએ પોતાના પતિનું ઘણીક વાતે સમાધાન કર્યું, અને કહ્યું કે "હે નાથ ભાવી કોઇ વાતે મટનાર નથી; માટે એ મિથ્યા શોક મૂકી સદા અવિનાશી શ્રીહરિને ભજો." એ સાંભળી સુદેવે પુત્રનો શોક મૂકી દીધો,

## અધ્યાય ૧૭ મો.

વાલ્મીકિ ઋષિ કહે છે–હે દૃઢધન્વા, પછી એ દંપતિને પુત્રના ભવિષ્યમાં થનાર મરણની વાત વિસારે પડી, ને તેઓ પાછાં આનંદમાં ગૃહકાર્ય કરવા લાગ્યાં. એમ કરતાં ઘણા દિન વહી ગયા, એવામાં એક દિવસે સુદેવ આશ્રમની પાસેના ઉપવનમાં વનફળ, સમિધિયો, વગેરે લેવાને ગયો હતો, ને ગૌતમી ઘરના કંઇ કામમાં ગુંથાયલી હતી તે વખતે તેનો પુત્ર પોતાનાં સરખાં સરખાં બાળકોની સાથે ત્યાંથી કેટલેક દુર આવેલી એક વાવ તરફ જળ ક્રીડા કરવા ગયો. સૌ બાળકોએ વાવમાં જઇ પાણીની સાથે કૂદાકૂદ અને ઉછાળા ઉછાળ મચાવી દીધી. ત્યારે સુદેવના પુત્રે તે ટોળાથી જરાક આઘા જવા માંડયું, ને તેમ કરતાં વખતે પોતાના ગોઠીઆઓ (મિત્રો) પછવાડે આવશે એવી બીકથી તેણે તે ઊંડા જળમાં ડુબકી મારી. પાણી ઘણું ઊંડું હોવાથી ડુબકી મારતાંની સાથે તે સરરાટ નીચે તો ઉતરી ગયો, પણ ત્યાંથી પાછો ઉપર આવવા માટે ઉલટી ગુલાંટ મારી શકયો નહિ. તેથી પાણીમાં ગુંગળાઇને અંદરજ તે મરણ પામ્યો. ઘણીકવાર સુધી તે પાણીની બહાર આવી શકયો નહિ એવું જોતાંજ તે સૌ છોકરાં ભયભીત થયાં ને ત્યાંથી નાસાનાસ કરતાં ઘેર આવી તેની માને આ ખબર કહી. આવી અપ્રિય વાત સાંભળતાજ ગૌતમી તુરત મૂર્છા ખાઇ પૃથ્વીર પડી; એટલામાં સુદેવ વનમાંથી ઘેર આવ્યો; ને તેની પણ આ સમાચાર સાંભળતાં એવીજ ગતિ થઈ. થોડીવારે સાવધ થયાં, ત્યારે તે બંને સ્ત્રી પુરુષ વાવે ગયાં તો ત્યાં પુત્રનો મૃત દેહ પાણીપર તરી આવેલો જોયો!

"અહો ! હે દૃઢધન્વા," વાલ્મીકિ કહે છે: "પુત્રનો શોક શું વર્ણન કરી શકાય એવો હોય છે? અરે તે શોકથી કોનું અંતઃકરણ નથી ફાટતુ? આવો રત્ન સમાન પુત્ર, એકજ એક અને તે વળી મહાશ્રમે પ્રાપ્ત થયલો તેની આવી દશા થઈ એ જોઇ હવે તેમને શું બાકી રહ્યું? તુરત સુદેવે પુત્રનું શબ પાણીની બહાર કાઢયું, ને મોટેથી આરડી બંને દંપતિ ગમે તેવા કઠણ હૃદયને પણ રોવરાવી નાંખે એવો વિલાપ કરવા માંડયાં; અરે પુત્ર તું કયાં ગયો? રે મારા નિર્ધનના રત્ન, તું કેમ રીસાઈ ગયો? તને દુષ્ટ કાળે કેમ ઘેરી લીધો? હે દુષ્ટ દૈવ, આ તને શુ ગમ્યું? અરે, તેં મારી આંધળાની લાકડી કેમ પડાવી લીધી? હે ભગવંત, હે ગોવિંદ, હે દીન વત્સલ, આ તમે શું કરયું? હે પ્રભો, મને અનાથને આપે કેમ દુ:ખ દીધું? હે મુરારે, હું પુત્ર શોક રૂપી અગ્નીથી બળું છું માટે આપ મારૂં રક્ષણ કરો. હે, કૃપાળ, મારા જેવો દુષ્ટ અન્યાશ્રયી કોઇ નહિ હોય કે જે આપના ચરણના ધ્યાનથી ભ્રષ્ટ થઇ અનિત્ય વસ્તુમાં દુરાશા કરતો હશે.

## અધ્યાય ૧૮ મો.

વાલ્મીકિ કહે છે-હે રાજન્, એ પ્રમાણે સ્ત્રી સહિત સુદેવ આશ્રમની બહાર પુત્રના શબને ખોળામાં લઇ વિલાપ કરે છે, એવામાં તે વરસાદના દિવસો હોવાથી આકાશમાં ચારે તરફ મેહ ચઢી આવ્યો. વાયુના સપાટા વીજલીના ચમકારા અને ગર્જનાના કડાકા થવા લાગ્યા, ને લાગલો વરસાદ શરૂ થયો. પોતાના ઉપર મુશલ ધારે વૃષ્ટિ થયા કરે છે ને પવનના સપાટાથી શરીર સોરાઇ જાય છે, છતાં તે કશાનું ભાનજ ન હોય તેમ તે પુત્ર શોકમાં બુડેલો સુદેવ અન્ન તથા જલ તજી વિલાપ કરતો ત્યાંજ બેઠેલો છે. વરસાદે પણ જાણે હઠ પકડી હોય તેમ જરા પણ ખાંચો ન પકડતાં અખંડ ધારાએ હેલી કરી મુકી છે. એમ કરતાં તો આખો મહીનો વહી ગયો પણ સુદેવ ત્યાંથી ઉઠતો નથી. એવામાં તેના દુ:ખનો અકસમાત અંત આવવા રૂપ એક ચમત્કાર બન્યો! વર્ષાદ એકાએક વર્ષતો બંધ થઇ ગયો, વાદળાંએ ચોમેરથી આકાશને ઘેરી લેવાથી સઘળે અંધારૂં ઘોર થઇ રહ્યું, પવન ધીમો પડી મંદ મંદ વાવા લાગ્યો ને એકંદર રીતે સઘળું શાંત થઇ ગયું એટલામાં એક ગંભીર ગર્જના થઇ ને જાણે સૂર્ય ઉદય થયો હોય તેમ એક તેજનો અંબાર તેઓ આગળ ખડો થયો! આથી તે બંને સ્ત્રી પુરૂષ ચમકી ઉઠયાં, ને સાવધ થઇ

જોય છે તો પોતાની સન્મુખ એક મહા તેજઃપુંજ શ્યામસુંદર મૂર્તિ ઉભેલી છે. જેણે કંઠે સુંદર વનમાળા, મસ્તકે મોરમુકુટ, હસ્ત કમળમાં મધુર શબ્દવાલી મુરલી ને વક્ષસ્થળને વિષે કૌસ્તુભ મણી ધારણ કરેલો છે એવા પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ને અવલોકન કરતાંજ તત્કાળ ખોળામાંના શબને નીચે મૂકી દઇ બંને સ્ત્રી પુરૂષ ઉભા થયાં, ને પરમ આલ્હાદ પૂર્વક શ્રી હરિને દંડવતનમસ્કાર કર્યાં. અને હાથ જોડીને ગદગદવાણીથી બોલ્યાં કે, "હે પ્રભો શ્રી કૃષ્ણ, અમે તમારે શરણે છીએ—અમારૂં રક્ષણ કરો" એ સાંભળી તે પ્રેમી જોડાપર અત્યંત પ્રસન્ન થઇ ભગવાન શ્રીકૃષ્ણે અમૃત તુલ્ય મીઠું વચન કહ્યું કે "હે સુદેવ, તને ધન્ય છે! તું મહા ભાગ્યવાન છે! તારૂં કલ્યાણ થાઓ! તારા સત્કર્મથી હું અત્યંત પ્રસન્ન થયો છું. માટે તું પુત્ર શોક તજી દે કારણ કે મારી કૃપાથી તે બાળકને આજથી બાર હજાર વર્ષનું આયુષ્ય થશે; ને ત્યાં સુધી તું તેનું ઉત્તમ સુખ ભોગવીશ, કે જે સુખ દેવતાઓને પણ મળવું દુર્લભ છે. માટે હે વત્સ, આ પુત્ર સહિત તું સર્વદા અનુપમ ગૃહસ્થાશ્રમ સુખ ભોગવી પછી બ્રહ્મલોકમાં જઇ ત્યાં દેવતાઓનાં હજાર વર્ષ સુધી મહા સુખ ભોગવજે; ને તે પુરાં થયાં બાદ આ ભૂલોકમાં તું એક મહા પ્રતાપી ચક્રવર્તિ રાજા થઇને અવતરીશ. તે સમય તું દૃઢધન્વા નામથી પ્રખ્યાત થઇશ, ને આ તારી અર્ધાંગના ગૌતમી તારી પટ્ટરાણી થશે. તેનાથી તારે ચાર સર્વ ગુણશાળી પુત્રો તથા એક ભાગ્યવતી કન્યા થશે. એ ઉપરાંત તે અપાર રાજ્યના સુખથી મોહિત થઇને તું ભગવાનનું ચિંતવન ભૂલી જઇશ; ત્યારે આ તારો પુત્ર શુકદેવ પોપટ રૂપ થઇને તને વનમાં આવી વૈરાગ્ય ઉત્પન્ન થવા માટે વારંવાર એક શ્લોક બોલી બોધ કરશે. જે સાંભળી તું અત્યંત આશ્ચર્ય સાથે ખિન્ન થઇ ઘેર જઇશ, ને સર્વ સુખનો ત્યાગ કરી જ્ઞાન ધરીશ. એવામાં વાલ્મીકિ ઋષિ આવીને તને સદ્બોધ કરી તારો સંશય મટાડશે. એથી તું જ્ઞાન પામી સ્ત્રીસહિત અચલધામ જે વૈકુંઠ છે ત્યાં મારા ચરણને પામીશ." એટલું કહી શ્રીહરિ છાના રહ્યા એટલામાં તે બ્રાહ્મણ પુત્ર આળસ મરડી બેઠો થયો; તેને જોઇ તે દંપતિ અપાર હર્ષ પામ્યાં, ને દેવોએ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ કરી. શુકદેવે ઉભો થઇ પ્રથમ શ્રીહરિને, ગરુડને, અને છેવટે તેના માત પિતાને દંડવત નમસ્કાર કરયા. એ જોઇ શ્રીહરિયે તેના મસ્તકપર હાથ મૂકી આશિર્વાદ દીધો.

આ સઘળા બનાવથી સ્ત્રી સહિત સુદેવ હર્ષ ઘેલો થઇ ગયો; પણ તેને એક સંશય ઉત્પન્ન થયો, જે તેણે તુરત પ્રાર્થના પૂર્વક શ્રીહરિ પ્રત્યે નિવેદન કરયો. તે બોલ્યો, "હે ભગવંત, પૂર્વે મેં પુત્રને માટે ચાળીશ

હજાર વર્ષ સૂધી મહા કઠિણ તપ કરયું, તે સમયે આપે મને સમૂળો પુત્રજ આપવાની ના પાડી. કારણકે તે મારા પ્રારબ્ધમાં નહોતો. અને આજે આપે પ્રત્યક્ષ થઇ એ મૃત પુત્રને ઉઠાડી દીર્ઘાયુષ્ય આપ્યું એ શું? તે કૃપા કરી કહો.”

## અધ્યાય ૧૯ મો.

એ સાંભળી શ્રીહરિએ તેને કહ્યું “ હે વત્સ સુદેવ, તેં તે સમયે જે તપ કરયું હતું, તે આ સમયના તારા સત્કાર્યના સોમા વિભાગનું પણ નહોતું. તારા આ વખતના કાર્યથી તો હું ઘણોજ સંતુષ્ટ થયો છું. તારૂં આ સમયનું કાર્ય એટલું બધું સર્વોત્કૃષ્ટ અને મને સંતુષ્ટ કરનારૂં છે કે જે કોઈથી બની શકતું તો શું પણ તેને જાણી શકવું પણ બહુ મુશ્કેલ છે. એથી તને આશ્ચર્ય થતું હોય તો કહું છું કે, એ મોટું કાર્ય તે મારા પરમપ્રિય પુરુષોત્તમ માસનું વ્રત છે. અને તે તારાથી સહજ રીતે અનાયાસે થઈ ગયું છે. હે દ્વિજ, તારો પુત્ર મરણ પામ્યો તેજ દિવસે એ પુરુષોત્તમ માસ બેઠો હતો, અને તેજ વખતથી સ્ત્રી સહિત પુત્રને ખોળામાં લઇ તેં અગાધ વૃષ્ટિના જળથી નિરંતર સ્નાન કરવાનો આરંભ કરયો હતો. વળી તે માસ પૂરો થતા સુધી તેં વરસાદમાં પ્રતિદિન ત્રિકાળ સ્નાન કરયું એટલુંજ નહિ, પણ અત્યાર સુધીમાં તેં અન્ન કિંવા જળપણ મોંમાં લીધું નથી માટે તે વ્રતમાં કરવા જોઇતા અપવાસ પણ તારાથી સહજ થઇ ગયા. એવી રીતે એ પુરુષોત્તમ માસના આરંભથી તે પૂરો થવા સુધીનું તેનું આખું વ્રત તારાથી અનાયાસે થઇ ગયું, ને તેના અપાર ફળનો તને લાભ થયો. માટે હે તપોધન, એ માસનું વ્રત કરવાથી તું સર્વ પ્રકારે ધન્ય છે. જે મનુષ્ય એ માસમાં સ્નાનદાનાદિ નથી કરતા તે જન્મે જન્મ દરિદ્રી રહે છે.” એટલું કહી શ્રીહરિ ગરુડારૂઢ થઇ નિજધામ પ્રત્યે ગયા.

પછી તે સુદેવ બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા પુત્ર સહિત અહોરાત્ર આનંદમાં રહી પુરુષોત્તમનું સ્મરણ કરવા લાગ્યો, ને તેમના પુજન સેવનાદિથી ભક્તિ કરી અંતે સ્ત્રી સહિત બ્રહ્મલોકમાં ગયો. વાલ્મીકિ કહે છે, હે રાજન્ એ બ્રહ્મલોક કે જ્યાં જવાથી કોઇ વાતનો શોક થતો નથી, ત્યાંનાં અપાર સુખ ભોગવી પત્ની સહિત ફરી પાછો તું આ પૃથ્વી ઉપર આવી આ દૃઢધન્વા નામનો મહીપતિ થયો છે. અને આ જે સંપૂર્ણ ઐશ્વર્ય સુખ તને પ્રાપ્ત થયલું છે, તે શ્રીપુરુષોત્તમની સેવાથીજ છે; ને તે વખતની ગૌતમી તે આ તારી ગુણ સુંદરી પટ્ટરાણી છે. ને વડની ડાળ ઉપર બેસી

ઉત્તમ બોધ કરનાર જે પોપટ, તે તારો પૂર્વ જન્મનો શુકદેવ પુત્ર હતો, કે જેણે પોતાના પિતાનો ઉદ્ધાર કરવો એ પુત્રનો ધર્મ સાચવી તને ઉપદેશ કરયો હતો. હે નિર્દોષ રાજા, એ મેં તારા પ્રશ્નનો ઉત્તર કહ્યો.

## અધ્યાય ૨૦ મો.

નારાયણ કહે છે–હે નારદ, ઉપર પ્રમાણેનું પોતાના પૂર્વ જન્મનું વૃત્તાંત સાંભળીને તથા પોતાને સર્વ સુખ પુરુષોત્તમ વ્રતથી પ્રાપ્ત થયલું જાણીને દૃઢધન્વાએ ફરી વાલ્મીકિ મુનિને નમન કરી પ્રશ્ન કરયો કે, "હે મુનિવર, મોક્ષ ઇચ્છાવાળા પુરુષે આ પુરુષોત્તમાસનું વ્રત કેવી રીતે કરવું, તથા કયા પ્રકારે દાન તથા કયા દેવની પૂજા કરવી વગેરે પ્રકાર સર્વ લોકના હિતને અર્થે કૃપા કરી મને કહો."

એ સાંભળી વાલ્મીકિ બોલ્યા–પુરુષોત્તમ માસનું વ્રત કરનાર મનુષ્યે પ્રતિદિન પાછલી ચાર ઘડી રાત્ર હોય તે વખતે ઉઠવું, ને ભગવાનનું સ્મરણ કરવું. પછી ગામની નૈઋત્ય દિશાએ દૂર જઇ મળ ત્યાગ કરવો. માટીથી પ્રક્ષાલન કરી ઘેર આવ્યા બાદ માટી લઇને હાથ તથા પગ ખૂબ પવિત્રપણે ધોવા. પછી શુદ્ધ જળથી ખૂબ કોગળા કરી દાતણ કરવું. એ દાતણ ટચલી આંગળીના છેડા જેવું જાડું બોરડી કે અંધાડીના લાકડાનું અને વળી તે એક વેંત લાંબું હોવું જોઇએ. એને વતી ઘસી મુખ ધોઇ શુદ્ધ કરીને પછી સ્નાન કરવું. સ્નાન જો સમુદ્રમાં મળનારી નદીમાં થઇ શકે તો સૌથી ઉત્તમ, પણ તે ન બની શકે તો તળાવ વાવ કે કૂવે, અને તેમ પણ ન બની શકેતો છેવટે ઘેર પવિત્ર જળથી સ્નાન કરવું. પછી શ્વેત અને ધોયેલું વસ્ત્ર પેહેરી પૂર્વ કે ઉત્તર દિશાએ મોં કરી પવિત્ર આસનપર બેસવું. ને હાથમાં સોનાની કે દર્ભની પવિત્રી પેહેરી શિખાબાંધી આચમન કરયા બાદ ગોપીચંદન, કેસર વગેરેથી કપાળે તિલક કરવું. તિલક ઊભું કિંવા આડું ગમે તેવું હોય છતાં સાદું અને મધ્યેથી કોરેલું હોવું જોઇએ. પછી શંખ, ચક્ર, ગદા, પદ્મ ઇત્યાદિ ભગવાનનાં આયુધોની મુદ્રાઓ (છાપાં) ધારણ કરવી. કારણકે એવી મુદ્રાઓ ધારણ કરનારને ગમે તેટલું દુષ્કર્મ છતાં કદી યમ લોક પ્રાપ્ત થતો નથી, એમ તિલક મુદ્રાદિ ધારણ કરયા પછી પ્રાણાયામ કરી સંધ્યા વંદન કરવું, તેમાં પ્રાતઃ સંધ્યા તારા છતાં કરવી જોઇએ. પછી સૂર્યદર્શન થાય ત્યાં સૂધી ગાયત્રી જપ કરી સૂર્ય ઉદય થતાંજ તેમનું ઉપસ્થાન કરવું; ને ભગવત્સ્મરણ કરતાં સંધ્યા સમાપ્ત કરવી, એ પ્રમાણે વિધિ પૂર્વક સંધ્યા કરનારને ત્રૈલોક્યમાં કશું દુર્લભ નથી. હવે એ પ્રાતઃ કર્મ સંપૂર્ણ કરયા પછી શ્રીહરિની પૂજાનો આરંભ કરવો.

પવિત્ર સ્થળમાં શુદ્ધ અંતઃકરણથી મૌન ધારણ કરી ગોમય (ગાયનું છાણ) થી ગોળાકાર અથવા ચોખૂણો મંડળ (ચોકો) કરવો. પછી તેનાપર ચોખાના દાણા વડે આઠ પાંખડીવાળું કમળ કાઢી તેપર સોના, રૂપા, તાંબા, અથવા માટીનો નવો કળશ (ઘડો) શુદ્ધ તીર્થોદકથી પૂર્ણ ભરી સ્થાપિત કરવો. પછી તે કળશમાં દેવતાઓ તથા તીર્થોનું સ્થાપન કરવું. તે એવી રીતે કે—કળશના મુખ ઉપર વિષ્ણુ, કંઠમાંરુદ્ર, મૂળમાં બ્રહ્મદેવ, મધ્ય ભાગે ગણદેવતા, પેટાંઓપર સર્વે સમુદ્ર સહિત સાત દ્વીપવાળી પૃથ્વી, અને ઋક્‌, યજુઃ શ્યામ, અથર્વણ એ ચારે વેદો આવી નિવાસ કરો. પછી ગંગા, ગોદાવરી, કાવેરી, યમુના, સરસ્વતી, ઇત્યાદિ પાપ નાશક તીર્થો આ કળશના જળમાં નિવાસ કરો. પછી ગંધ, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય ઇત્યાદિ ઉપચારોથી મંત્ર સહિત કળશની પૂજા કરવી. પછી તે કળશના મુખ પર તાંબા પાત્ર (તરભાણું) મૂકી તે પર પીળું વસ્ત્ર ઢાંકવું, ને તેના ઉપર શ્રીરાધા કૃષ્ણની સુવર્ણની મૂર્તિઓ પધરાવવી, ને પછી તે પુરૂષોતમની મૂર્તિનું બહુ ભક્તિ પૂર્વક પૂજન કરવું કારણકે પુરૂષોતમમાસનું દૈવતજ એ શ્રી પુરૂષોતમ પ્રભુ છે. તેમજ સંસાર સાગરમાં બૂડેલા પુરૂષનો નિશ્ચે ઉદ્ધાર કરેછે. એ દયાળુ પ્રભુનું આ મૃત્યુ લોકમાં જેને મરવુંછે એવો ક્યો ભાગ્યહીન મનુંષ્ય સેવન ન કરે? ગામ, ધન પુત્ર, ધર અને બીજુ સર્વે મળી શકેછે, પણ આ શરીર ફરીને મળતું નથી. માટે શરીરનું જરૂર ધર્માચરણથી રક્ષણ કરવું. તથા ધર્મનું રક્ષણ જ્ઞાનને અર્થે કરવું. કેમકે જ્ઞાન પ્રાપ્તિથી મનુંષ્યને મોક્ષ મળે છે. મા, બાપ, ભાઇ, સ્ત્રી, ધન તથા પુત્ર એ વગેરે કોઇ પણ અંત્યવખતે આપણને સહાય કરનારા નથી. તે સમે તો માત્ર ધર્મજ કામમાં આવે છે. માટે અવશ્ય કરીને પ્રાણીએ ધર્માચરણ કરવું. ફુટેલા વાસણમાંથી જેમ પાણી વહી જાય તેમ આયુષ્ય ઓછુંજ થતું જાય છે કંઇ વધતું નથી. તેમજ લક્ષ્મી અને તરૂણા વસ્થા તથા બીજા સર્વ સુખ એ સૌ નાશ થવાનાંજ છે માટે જ્યાં સુધી શરીરમાં શક્તિ છે ત્યાં સૂધી મનુષ્યે જરૂર ધર્મનું આચરણ કરવું. તેમાં પણ બીજા કાળ કરતાં પુરુષોત્તમ માસમાં કરેલા ધમ (સ્નાન, દાન, વિષ્ણુંનું સ્મરણ, પૂજન, કથા વગેરે) એ ગમે તેવા મોટા ભયથી પણ મનુષ્યને રક્ષણ કરનારા થઇ પડે છે. કેમકે જેમ હાથીના પગલામાં સૌનો પગ સમાય તેમ આ પુરૂષોતમ માસમાં સર્વ વ્રતો, તીર્થો, ને ધર્મો સમાયલા છે. કારણકે એ માસ શ્રી હરિને અત્યંત પ્રિય છે. હવે તે પુરુષોતમ ભગવાનનું પૂજન શાસ્ત્રમાં નિપુણ જે બ્રાહ્મણ વૈષ્ણવ હોય તેને બોલાવી ને કરાવવું.

## અધ્યાય ૨૧ મો.

હવે તે પૂજન કરવાની રીતિ વાલ્મીકિમુનિ કહે છેઃ—

પ્રથમ તે ધાતુની મૂર્તિઓ કરેલી હોય તેને શુદ્ધ કરવા માટે એક વાર અગ્નિ સંસ્કાર કરવો. ને પછી તેમાં દૈવત આવવા માટે તેની પ્રાણ પ્રતિષ્ઠા કરવી. પ્રાણ પ્રતિષ્ઠા મૂર્તિમાં પ્રાણનું આવાહન ન થાય તો તેમાં દૈવત ન આવતાં તે ધાતુ રૂપજ રહેછે. પુરૂષોતમ બીજ મંત્ર —तद्विष्णोः परमंपदं એ મંત્રથી પ્રતિષ્ઠા કરવી. વેદ મંત્રનો જ્યાં અધિકાર ન હોય ત્યાં ભગવાનના નામ મંત્રથીજ પ્રતિષ્ટા કરવી, ને આગળ ગોલોકના વર્ણનમાં બતાવ્યા પ્રમાણે રાધિકા સહીત ભગવાનનું ધ્યાન કરવું. પછી દેશકાળ નો સંકલ્પ કરી ષોડશોપચારથી પ્રભુની પૂજા કરવી. એ ષોડશ ઉપચાર (સોળ) એકે, પ્રથમ ભગવાનને આવાહન કરી આસન અર્પણ કરવું, પછી પાદ્ય, (પગ ધોવા) અર્ધ્ય (અર્ઘ આપવો ચંદન પુષ્પ વગેરે સાથે) આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞો-પવીત (જનોઇ), ચંદન, પુષ્પ ની માળા, ધુપ, દીપ, નૈવેદ્ય, તાંબુલ, (પાનબીડુ) આરતિ મંત્ર પુષ્પાંજલિ એ વગેરે સોળ પ્રકારની પૂજા. તે એવી રીતે કરવી કે

आगच्छ देव देवेश श्रीकृष्णपुरूषोत्तमा । राधाया सहितश्चात्र गृहाण पूजनं मम ॥ १ ॥ એ મંત્રથી આવાહન કરવું. नानारत्नसमायुक्तं कार्तस्वर विभूषितं । आसनं देवदेवेश गृहाणपुरूषोत्तम ॥ એનાથી આસન. २ गंगादि सर्व तीर्थेभ्यो मयाप्रार्थनयाहृतं । तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रति गृह्यतां—પાદ્ય (પગ ધોવાને) ३. नंदगोपगृहे जातो गोपिका नंदहेतवे । गृहाणार्ध्यं मयादत्तं राधयासहितो हरे ॥ અર્ધ્ય આપવો. પુષ્પ તથા ચંદન સહિત ४ ॥ गंगाजलंसमानीतं सुवर्णकलशास्थितं । आचम्यतां हृषीकेश पुराण पुरूषोत्तम ॥ આચમન ५ ॥ कार्यं मे सिद्धिमायातु पूजिते त्वयिधातारि । पंचामृतैर्मया नीतै राधिकासहितो हरे ॥ જળ સ્નાન ॥ पयोदधि घृतंगव्यं माक्षिकं शर्करा तथा । गृहाणेमानिद्रव्याणि राधिकानंददायक દૂધ, દહિં, ઘી, મધ અને સાકર એ વડે પંચામૃત સ્નાન ६ ॥ योगेश्वरायदेवाय गोवर्धन धरायच । यज्ञानांपतयेनाथ गोविंदायनमोनमः । गंगाजलसमं शीतं नदीतीर्थसमुद्भवं । स्नानंदत्तं मयाकृष्ण गृह्यतां नंदनंदन ॥ પુનઃ

સ્નાન પીતાંबर युगंदेव सर्वकामार्थ सिद्धये । मया निवेदितंभक्त्या गृहाण-
सुरसत्तम પીતાંબર–વસ્ત્ર–૭ ॥ दामोदर नमस्तेऽस्तु त्राहिमां भवसागरात् ।
ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाणपुरुषोत्तम ઉપવીત (જનોઇ) ૮ ॥ श्रीखंडंचंदनंदि-
व्यं गंधाढ्यं सुमनोहरं ॥ विलेपनं सुरश्रेष्ठ प्रीत्यर्थं प्रतिगृह्यतां ચંદન ૯ ॥
अक्षताऽस्तु सुरश्रेष्ठ कुंकुमोक्ताः सुशोभिताः । मयानिवेदिता भक्त्या गृहाण
पुरुषोत्तम અક્ષત ॥ माल्यादीनि सुगंधीनि मालत्यादीनिवैप्रभो । मयाहृ-
तानिपूजार्थं पुष्पाणि प्रति गृह्यतां પુષ્પ તુલસી–પુષ્પની માળા ૧૦ ॥ પછી
પ્રત્યેક અંગની જૂદી જૂદી પૂજા કરવી. તે એવી રીતે કે–नंदात्मजाय
नमः पादौ (ચરણ) पूजयामि ॥ यशोदातनयायनमः गुल्फौ (ઘુંટિયો) पू-
जयामि ॥ केशिसूदनाय नमः जानू (જાંઘો) पूजयामि ॥ भूभारोत्तारकाय-
नमः ऊरू (સાથળો) पूज० ॥ अनंतायनमः कटि (કમર) पू० ॥ विष्णु-
रूपधारिणेनमः मेढ्रं (ગુહ્યઇંદ્રિ) पू० ॥ प्रद्युम्नायनमः नाभिं पू० ॥ आनि-
रुद्धाय नमः हृदयं पू० ॥ श्रीकंठायनमः कंठं पू० ॥ सकलास्त्रधरायनमः
बाहू पू० ॥ वाचस्पतये नमः मुखं पू० ॥ केशवायनमः नेत्रं पू० ॥ स-
र्वात्मनेनमः शिरः पू० विश्वरूपिणे नमः सर्वांगं पूज० ॥ ઇત્યાદિ, પછી કે-
શવાયનમઃ નારાયણનમઃ એ વગેરે ચોવીશ નામો વડે દરેક નામથી એકેક
પુષ્પ તુળસી લઇ શ્રીહરિને ચઢાવવું वनस्पति रसो द्भूतो गंधाढ्यो गंध उ-
त्तमः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयंप्रतिगृह्यतां ધૂપ ૧૧ ॥ त्वंज्योतिः सर्व
देवानां तेजसां तेज उत्तमं । आत्मज्योतिः परंधाम दीपोयं प्रतिगृह्यतां દીપ
૧૨ ॥ नैवेद्यं गृह्यतां देव भक्तिंमेह्यचलांकुरु । ईप्सितंमे वरंदेहि परत्रचपरां
गतिं નૈવેદ્ય ૧૩ ॥ મધ્યેપાની ઉત્તરોપશન ॥ गंगाजलं समानीतं सुवर्णक-
लशास्थितं ॥ आचम्यतां हृषीकेश त्रैलोक्य व्याधि नाशन આચમન ॥ गंध
कर्पूर संयुक्तं कस्तूर्यादि सुवासितं । करो द्वर्तनकं देव गृहाण परमेश्वर ॥
કરોદ્વર્તન ॥ पूगीफल समायुक्तं सकर्पूरं मनोहरं । भक्त्यादत्तं मयादेव तांबूलं
प्रति गृह्यतां ॥ તાંબૂળ ૧૪ ॥ हिरण्यगर्भ गर्भस्थं हेमबीजंविभावसोः । अ
नंतपुण्यफलद मतः शांतिं प्रयच्छमे દક્ષિણા ॥ शारदेंदीवर स्यामं त्रिभंगललि-

ताकार्ते । नीराजयामिदेवेशं राधया सहितं हरिं નીરાંજન (આરતિ) ૧૫ ॥ रक्षरक्ष जगन्नाथ रक्षत्रैलोक्य नायक । भक्तानुग्रहकर्ता त्वं प्रदक्षिणां गृहाणमे પ્રદક્ષિણા ॥ यज्ञेश्वराय देवाय तथा यज्ञोद्भवायच । यज्ञानांपतयेनाथ गोविंदाय नमो नमः મંત્ર પુષ્પ ૧૬ ॥ विश्वेश्वराय विश्वाय तथा विश्वोद्भवायच । विश्वस्यपतये तुभ्यं गोविंदाय नमोनमः નમસ્કાર ॥ ઇતિ પૂજા પ્રકાર ॥ (બ્રાહ્મણે તથા જેને સર્વ વેદોક્ત સંસ્કાર થયલા હોય એવા ક્ષત્રિય –વૈશ્યે તો ભગવાનની પૂજા વેદમંત્રથીજ કરવી.) નૈવેદ્ય ધરવું તે પવિત્ર, તાજી, સ્વાદિષ્ટ સામગ્રીઓ પવિત્રપણે સિદ્ધ કરી ધરવું. સર્વ પૂજા કરી રહ્યા પછી શ્રીફળ સોપારી અને હિરણ્ય દક્ષિણા લઇ ભગવાનને અર્પણ કરીને પ્રદક્ષિણા તથા દંડવત્ નમસ્કાર કરવા. પછી એ પૂજા સંપૂર્ણ માની લેવા માટે ભગવાનની પ્રાર્થના કરીને હમેશાં पुरूषोत्तमायस्वाहा એ મંત્રથી તિલનો હોમ કરવો. અને જ્યારથી પુરુષોત્તમમાસ બેસે ત્યારથી આખો મહિનો પૂરો થાય ત્યાં સુધી ભગવાનની આગળ અખંડ ઘીનો દીવો સંભાળથી જાળવવો. એ પ્રકારે આ લોકમાં અતિ દુર્લભ મનુષ્ય દેહ પામીને પુરુષોત્તમમાસ મધ્યે વૈષ્ણવ બ્રાહ્મણ પાસેથી મંત્ર દીક્ષા ગૃહણ કરી નૂતન ઘનશ્યામ સુંદર શ્રીપુરુષોત્તમનું પરમસંતોષ યુક્ત ભક્તિથી પ્રતિ દિવસ પૂજન કરશે, તે આ લોકમાં સમસ્ત અનુપમ્ય સુખ ભોગવીને પછી પ્રભુના લોકમાં વિચરશે.

---

## અધ્યાય ૨૨ મો.

એ પ્રમાણેનો પૂજા વિધિ સાંભળી દૃઢધન્વાએ વાલ્મીકિને પૂછયું કે "ઋષિજી, આ પુરૂષોતમ માસનું વ્રત કરનારને શો નિયમ રાખવો? તેમાં શું ખાવું અને શું નહિં ખાવા યોગ્ય છે?" ત્યારે મુનિ કહે છેઃ– હે રાજા, પુરૂષોતમ માસમાં આચરવાનાં તો ઘણાં વ્રત અને નિયમો છે પણ તેમાંથી સંક્ષેપે તને સંભળાવું છું. પુરૂષોતમ માસમાં ઘઉં, ચોખા સાકર, મગ, જવ તલ, આદું, કાલશાક, રતાળુ, કંદ, કાકડી, કેળું, સૈંધવ સમુદ્રનું મીઠું, ગાયનું ઘી, દૂધ, દહીં, માખણ કાઢયા વગરની છાશ, ફણસ, કેરી, હરડે, પીપળી, જીરૂં, સુંઠ, આમલી, સોપારી, આંબળા, ગોળ વગર બીજા શેરડીના રશના પદાર્થ, તથા તેલ વગર તળેલા વઘારેલા વગેરે પદાર્થો હવિષ્ય હોવાથી ભોજન કરવા યોગ્ય છે, ને એથી ઉપવાસ જેટલું ફળ થાય છે. નિસાવાળા પદાર્થ, અડદ, ચોળા, કાળીરાઇ માંસ, બે

ભાગવાલું અન્ન, તલનું તેલ, ખરાબ થયલું અન્ન, સ્વભાવે દુષ્ટ કાંતો બનાવટમાં દુષ્ટ અથવા નામથી દુષ્ટ એવા સર્વ પદાર્થો વર્જવા. વળી પારકું અન્ન, પારકાનું ભૂડું કરવું, પરસ્ત્રી ગમન, અને તીર્થ યાત્રા વગર બીજે કામે પરદેશ જવું એ પણ વર્જવું. દેવ, બ્રાહ્મણ, ગુરૂ, ગાય, સ્ત્રી, રાજા અને મહાત્માસાધુપુરૂષ તેમને દુખ ન દેવું ને તેમની નિંદા ન કરવી. વાશી અન્ન, મસુર, મીઠું લીબું (મોટું લાલ), બકરી, ગાય, કે ભેંસ એ વગરે બીજા પ્રાણીનું દૂધ, બ્રામણના વેચેલો કોઇ પણ રસ, જમીનમા થયલું, મિઠું તાંબાનાપાત્રમાં ગાયનુ દૂધ, તથા ચામડાના વાસણમાંનુ પાણી, અને માત્ર પોતાનેજ માટે રાંધેલુ અન્ન એટલા પદાર્થો આમીષ (મધ માંસ) જેવા છે માટે તે તજવા. વળી બ્રહ્મચર્ય પાળવુ, ભૂમો પર સૂવું, ને ત્રીજે પહોરે ખાખરાના પત્રાળામાં જમવું. તેમાં રજસ્વળા, અંત્યજ, મ્લેચ્છ, પાપી, સંસ્કાર વગરનો બ્રાહ્મણ, બ્રાહ્મણનો દ્વેષી, અને વેદથી વિરૂદ્ધ કર્મ કરનાર એઓ સાથે પુરૂષોતમમાસમાં ભાષણ કરવું નહિ. તેમજ એઓનુ જોયલું તથા કાગડાનું અડકેલું, સૂતકીના ઘરમાં રાંધેલું, બે વાર ચઢેલું તથા બળીગયલું એવું અન્ન સર્વથા વર્જવું. ડુંગળી, લસણ, નાગરમોથ, છત્રાકની ભાજી, ગાજર, અળવીનાં પાતરાં, મૂળા, સરગવાની શીંગો, એ વગેરે પદાર્થો વર્જવા. જો કદાચ શકતિ હોય તો ભગવાનને સંતુષ્ઠ કરવા માટે કૃચ્છ ચાંદ્રાયણ આદિ વ્રત કરવાં.

હવે નિયમ માટે મૂકવાના પદાર્થ કહે છે— પડવાએ થી માંડીને પૂનેમ સુધી અનુંક્રમે કોહોળું, ધોળાં રીંગણાં, પુષ્પશાક (ફુલનુ શાક), મૂળા, બીલાં કાલિગંડા, ફલશાક (ફળથી થતાં શાક), આંબળાં, નારીએળ, સફેતકોળું, પંડોળું, બોર, વંતાક, વલ્લીશાક (વેલાને થતાં શાક) અને જળમાં થતાં શાક એ વગેરે શાકોનું નીમલેવું, ને રવિવારે આમળાં તજવાં, પછી વ્રત કરયા પછી મૂકેલા પદાર્થો બ્રાહ્મણને અર્પણ કરીને પોતે ખાવામાં લેવા. હરકોઈ વાતનું વ્રત નિયમ લેઇનેજ કરવું, કારણકે નિયમવગર વ્રતનું ફળ થતું નથી. વળી હે રાજા, જો શક્તિ હોય તો પુરૂષોત્તમમાસ કેવળ ઘી પીને, દુધ પીને, અથવા બીજુ કોઇ ફળહાર કરીને કરવાનું ઘણુંજ પુન્ય છે. પણ નિયમ લીધાં પેહેલાં ખુબ વિચાર કરીને પછી તેવું અઘરૂં વ્રત લેવું કેમકે વચમાં કદાચ વ્રતભંગ થાયતો બહુ ખોટું. જે કંઇ વ્રત લેવું હોય તે પુરૂષોત્તમમાસની શુદ ૧ ને દિવસે પ્રાતઃકાળમાં સ્નાનાદિ સર્વ કર્મ કરીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરી ભક્તિ પૂર્વક સંકલ્પ કરીને લેવું. ઉપવાસ, એકાંતર અથવા એક વાર ભોજન કરીને પણ પુરૂષોત્તમવ્રત થાય છે. પુરૂષોત્તમમાસમા રોજ ભક્તિ પૂર્વક નિયમથી શ્રી

મદ્‌ભાગવત શ્રવણ કરવું. તેનું પુણ્ય અગાધ થાય છે. વળી તે માસમાં શાલિગ્રામનું લક્ષ તુળસીદલથી પૂજન થાય તેનું પુણ્યતો બ્રહ્મદેવપણ વર્ણી શકે નહિ એટલું બધું થાય છે. એવી રીતશુદ્ધ અંતઃકરણથી જો પુરૂષોત્તમ માસનું વ્રત થાયતો તેનું ફળ સેંકડો યજ્ઞ કરતાં પણ અધિક થાય છે, ને ગોલોક પ્રાપ્તિ થાય છે. પુરૂષોત્તમ વ્રત કરનારના શરીરમાં નિરંતર શ્રી પુરૂષોત્તમ વસે છે માટે તેને કદી દુઃસ્વપ્ન, દારિદ્ર, કે ત્રિવિધિતાપ થતા નથી. એ પુરૂષોત્તમના ભકતનું તો ઇંદ્રાદિ દેવ નિરંતર રક્ષણ કરે છે. ને હરિ ભકત જ્યાં વસે છે, ત્યાં ભૂત પ્રેત, પિશાચ આદિ ક્ષણ માત્ર પણ ટકી શકતા નથી. ટુંકાણમાં એટલુજ કહેવું બહુ છે કે પુરૂષોત્તમ વ્રત કરનારને થતા ફળની ગણના હજાર મુખવાળા શેષ નાગ પણ કરી શકે તેમ નથી. ને તે પુરૂષ સદા ભગવાનને પ્રિય થઈ રસિકવર શ્રી કૃષ્ણનો દાસ થઇ તેમની સંગે આનંદે ખેલે છે.

---

## અધ્યાય ૨૩ મો.

વાલ્મીકિઋષિ કહે છે " હે રાજન વળી એ પુરુષોતમમાસમાં દીપદાન કરવાનું ઘણું માહાત્મ્ય . માટે એ સંબંધે એક ઇતિહાસ કહું તે સાંભળઃ— એ કથા સાંભળવાથી પાંચ પ્રકારના પાતક નાશ થાયછે.

પૂર્વે સૈભાગ્યનામના નગરમાં ચિત્રબાહુ નામે એક પ્રખ્યાત રાજા થઇ ગયો. તે સ્તય પ્રતિજ્ઞાવાળો, મહાજ્ઞાની, શુરવીર, સહનશીળ, સર્વ ધર્મ જાણનાર, દયાળુ, અને ભગવત્ ભકત હતો. તે એક પત્ની વ્રત વાળો , ને પુત્રાદિ સંતતિથી યુકત હતો. તેને બળવાન સેના તથા સમૃદ્ધિનો પાર ન હોતો. તેને ચંદ્રકળા નામે સ્રી હતી, જે ચોસઠકળા જાણનારી, પતિવ્રતા, ભાગ્યવંતી અને ભક્તિપરાયણ હતી. એ બને સ્રી પુરૂષ આખા જગતમાં શ્રી કૃષ્ણનેજ પરમદેવતા માની તમની નિરંતર પ્રીતિથી ભક્તિ કરતાં હતાં. એવામાં એક દિવસે તમને ત્યાં ફરતા ફરતાં અગસ્ત્ય મુની પધારયા. બહુ આદર પૂર્વક તેમનો સત્કારકરી તેમની ચિત્રબાહુએ પૂજા કરી, ને દંડવત નમસ્કાર કરી હાથ જોડી ઉભો રહી સ્તુત કરવા લાગ્યો. કે હે મુનીશ્રય, આપના પધારવાથી આજ મારો દિવસ સફળ થયો, તથા મારૂં ઘર, તથા રાજ્ય વગેરે સર્વે સફળ થયું કારણકે શ્રી કૃષ્ણના ભકતના મારે ઘેર પગલાં થયાં. હું આજ સર્વ પાપથી મુકત થયો. માટે આ મારૂં ગજ, અશ્વ, રથ વગેરેથી સંપૂર્ણ રાજ્ય આપને અપર્ણ કરૂં છું. કારણકે આપ વૈષ્ણવ છો.

અને શંખ તે વળી દૂધથી ભરેલો હોય તેમ આપ બ્રાહ્મણ છો, ને વળી વૈષ્ણવ છો તેથી સર્વ વસ્તુ આપવાને યોગ્ય છો. કેમકે વૈષ્ણવને અલ્પ દાન કરયાનું પણ મેરૂસમાન પુણ્ય થાય છે. એમ મહર્ષિયોએ કહેલું છે. એ સાંભળી અગસ્તિએ કહ્યું, "એ ચિત્રબાહુ તું મહાભાગ્યવાન અને ધન્ય છે. તારી પ્રજાને પણ ધન્ય છે કે જેમનું પાલન તારા જેવો વૈષ્ણવ રાજા કરે છે. હે રાજા, શુન્ય અરણ્યમાં વસવું સારૂં, પણ અવૈષ્ણવ રાજાના રાજમાં વસવું નહિં. માત્ર શ્રી કૃષ્ણ ચંદ્રના ચરણનો આશ્રય કરીને પ્રજાનું રક્ષણ કરે છે, તેનેજ સત્પુરુષો રાજા કહે છે. તેનુંજ રાજ સર્વદા વૃદ્ધિ પામી પ્રજા સુખી રહે છે. એટલા માટે હે વૈષ્ણવ રાજા તને જોઈ મારી દ્રષ્ટિ સફળ થઈ. માટે તે મને અર્પણ કરેલુ રાજ્ય મારી આજ્ઞાથી તુંજ પાલન કર" એમ કહી ઋષિ ચાલવા માંડયા ત્યારે રાણીએ તેમને નમસ્કાર કરયા, ને હાથ જોડી સ્તુતિ કરી ત્યારે ઋષિએ આશિર્વાદ દીધો કે "હે કલ્યાણી, તને નિરંતર સૌભાગ્ય રહો. તું ભક્તિપૂર્વક પતિની સેવા કર એટલે તને શ્રી કૃષ્ણના ચરણ માં દ્દઢ ભક્તિ ઉત્પન્ન થશે." પછી રાજાએ તેમને આગ્રહ પૂર્વક પાછા વાળ્યા, ને વિનંતી પૂર્વક હાથ જોડી પૂછ્યું કે 'હે મુનીશ્વર, આપ અના યાસે મારે ત્યાં પધારયા છો, તો મારો એક સંશય નિવારણ કરો' કે મને જે આ અત્યંત લક્ષ્મિ, નિષ્કંટક રાજ્ય, અને પતિવ્રતા સ્ત્રી ઇત્યાદિ સુખ શાં પુણ્ય કરવાથી પ્રાપ્ત થયાં હશે? એ સાંભળી ઋષિએ કહ્યું, "હે રાજન, તારા એ પ્રશ્નના સંબંધે તારા પૂર્વ જન્મનું વૃતાંત તને સંભળાવું છું જેથી તારી શંકા નિવારણ થશેઃ—

પૂર્વે ચમત્કાર નામના રમણીય નગરને વિષે તું મણીગ્રીવ નામનો શૂદ્ર હતો; ને તે વખતે તું બહુ જીવહિંસા કરનારો, નાસ્તિક, દુરાચારી, પરસ્ત્રી હરણ કરનારો, કૃતઘ્ન, ને દુર્જનોથી નમ્ર રહેનારો દુરાચારી હતો. પરંતુ આ તારી સ્ત્રી તો તે વખતે મહા પતિવ્રતા હોવાથી તેણીની ધર્મ પરજ નિષ્ટા છતાં તારા પર અખંડ પ્રેમથી વર્તતી હતી. જોકે તારી સ્ત્રી સાધ્વી હતી છતાં તું એવો પાપ કર્મ કરનારો હોવાથી તને તારા બંધુ વર્ગે અને જ્ઞાતીએ ત્યાગ કરયો, ને શેહેરના રાજાએ તારા પર ક્રોધ કરી તારૂં સર્વ સ્વ હરી લીધું. હવે તે મણિગ્રીવ કેવલ નિર્ધન અને સર્વ ના તિરસ્કારનું પાત્ર થવાથી અત્યંત્ત દુઃખી થયો. આટલું છતાં પણ તેની ઉદાર સ્ત્રીએ તેનો તિરસ્કાર કરયો નહિં. પોતાના પર સર્વનો તિરસ્કાર, પાસે દ્રવ્ય બિલકુલ નહિં, ને સર્વ તરફથી પોતાનું પોષણ કરવાની હરકત પડવાથી તે સ્ત્રીને લઈને એક નિર્જન વનને વિષે જઇ રહયો. ત્યાં ઉદર પોષણાર્થે તે અનેક પ્રાણીઓને મારી નિર્વાહ કરતો હતો. એમ કરતાં કોઇ

દિવસે તે હાથમાં ધનુષ્ય લઇ રોજની માફક મૃગયા કરવા નિકળ્યો, ને ફરતાં ફરતાં ઘણા ઘાટા વનમાં જઈ ચઢયો, તો ત્યાં એક ઉગ્રદેવ નામના મહાતેજસ્વીમુનિ દિશા ભૂલ થવાથી તે ભયંકર માર્ગમાં વ્યાકુળ થઇ પડેલા હતા. ખરા મધ્યાન્હ થયા હતા, ને તરસ ઘણીજ લાગવા છતાં જળ નહિં મળવાથી તે બેશુદ્ધ થઇ ગયા હતા. એ દુઃખી બ્રાહ્મણને જોતાંજ મણીગ્રીવને દયા ઉત્પન્ન થઇ, તેથી તેમને ત્યાંથી ઉપાડીને પોતાના આશ્રમે લઇ આવ્યો. ને તે બંને દંપતિયે તેમની આસના વાસના કરી સાવધ કર્યા. ઉગ્રદેવ યોગીશ્વર શુદ્ધિમાં આવ્યા ત્યારે આશ્ચર્ય પામ્યા કે "અરે! હું મહા અઘોર વનમાં હતો તે અહિં કયાથી આવ્યો? મને અહિં કોણ લાવ્યું?" ત્યારે મણિગ્રીવે હાથ જોડી કહ્યું, "હે મહારાજ, આપની દુર-વસ્થા જોઇ હું આપને અત્રે લઇ આવ્યો છું. માટે હવે આપ આ પાસેના સરોવરમાં સ્નાન કરો, ને પછી નિત્ય કર્મ કરી ફળ તથા જળ આરોગો." એવું મણિગ્રીવનું બોલવું સાંભળી ઋષિ તેને સાથે લઇને તે સુંદર સરો-વર પર ગયા, ને તેમાં સ્નાનાદિ કર્મ કરી શ્રી વાસુદેવની પૂજા કરી; પછી સરોવરમાંથી જળ પ્રાશન કીધું એટલે તેમના આત્માને પૂરે પૂરી શાંતિ આવી. ત્યારે મણિગ્રીવે પોતાની સ્ત્રીની પાસે નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ફળ મંગાવી રાખ્યાં હતાં તે તેમને અર્પણ કર્યાં. ને કહ્યું, "મહારાજ, આ ફળ આરોગી અમને કૃતાર્થ કરો." એ જોઇ ઋષિયે કહ્યું, "ભાઇ, હું તને ઓળખતો નથી માટે તું કોણ છે તે મને કહે. કેમ કે બ્રાહ્મણે અપરિચિત પુરુષ પાસેથી મળેલું ભોજન કરવું નહીં." ત્યારે મણિગ્રીવે કહ્યું," પ્રભુ, હું જાતે શૂદ્ર છું, ને મારા બંધુ જનોના તિરસ્કારને લીધે અહીં આવી વસ્યો છું." એ સાંભળી પ્રસન્ન થઇને ઋષિયે તે ફળ પ્રાશન કરી જળ પીને આત્માને શાંત કીધો. પછી તેમના બંને ચરણ પોતાના ખોળામાં લઇ સેવા કરતાં તેણે પૂછયું, "હે ઋષિવર, આપ એવા કઠિન વનમાં શા માટે જઇ ચઢયા હતા? આપને કયાં જવાનો વિચાર છે?" ત્યારે ઋષિયે કહ્યું, "હે ભાગ્યવંત મણિગ્રીવ હું પ્રયાગ જવા માટે નિકળ્યો હતો. પણ અકસ્માત માર્ગ ચૂકી જઇ એ ભયંકર વનમાં જઈ ચઢયો. ત્યાં ઘણુંક રખડયો ને અત્યંત શ્રમથી તથા તૃષા લાગવાથી ક્ષણ માત્રમાં વ્યાકુળ થઇ મરણના મુખમાં આવી પડયો હતો તેમાંથી તેં જીવતદાન આપી મને ઉગાર્યો. માટે તારાપર હું બહુ પ્રસન્ન થયો છું, તો તમારૂં હું શું ભલું કરૂં? મણિગ્રીવ, તમારે અહીં કેમ આવવું પડયું, તે મને કહે. હું તે દુઃખનો નાશ કરીશ." એ સાંભળી તેણે પોતાનો સર્વ વૃત્તાંત ઋષિ આ-ગળ કહ્યો.

## અધ્યાય ૨૪ મો.

આગળ કહી ગયા તે પ્રમાણે મણિગ્રીવે પોતાને વનમાં વસવા માટે આવવું પડયું તે સઘળો વૃત્તાંત મુનિને જણાવી કહ્યું કે "હે કૃપાળુ એ પ્રમાણે અનેક પ્રાણીનો વધ કરી નિર્વાહ કરતો હું દુષ્ટાત્મા આ આશ્રમને વિષે વસું છું, માટે હું પાપી ઉપર આપ અનુગ્રહ કરશો એવી પૂર્ણ આશા છે. કારણ કે મારા પૂર્વના પુણ્યથીજ આપ અત્રે આવી ચઢયા છો." એ સાંભળી ઉગ્રદેવ કહે છે. "હે મહા ભાગ્યવંત, તેં મારૂં આતિથ્ય કર્યું ત્યારથીજ તું કૃતાર્થ થયો છે ને તેથી તમો-દંપતીનું કલ્યાણ થશે. પરંતુ વિશેષ્યે કરીને તારાં દારીદ્ર સંકટાદિ સમૂળાં દૂર કરવા માટે તને હું એક ઉપાય બતાવું છો, આજથી ત્રીજે માસ આવશે તે પુરુષોત્તમ માસ છે તેનું તમો દંપતી વ્રત કરો; અને તેમાં પરમ ભક્તિ ભાવ વડે કરીને પુરુષોત્તમ પ્રીત્યર્થં દીપદાન કરો તેણે કરીને આ તારૂં તીવ્ર દારિદ્ર દૂર થશે. તેનો વિધિ એવો છે કે સુવર્ણ, વા રૂપું, અથવા તાંબાનું અને તે ન બની શકે તો છેવટે માટીના પાત્રમાં દીવો કરવો. તે દીપક ઘીનો, તલના તેલનો વા છેવટે બીજી જાતના તેલનો યથા શક્તિ પ્રમાણે પ્રદીપ્ત કરી યથા વિધિ સંકલ્પ પૂર્વક પ્રતિદિવસે પુરુષોત્તમ માસ બેસે ત્યારથી તે સંપૂર્ણ થાય ત્યાં સૂધી તેનું દાન કરવું. તું વનમાં રહી એક માસ પર્યંત નિયમ ધારણ કરી પત્ની સહવર્તમાન આ પાસેના સરોવરમાં સ્નાન કરી પૂર્વોક્ત વિધિ પ્રમાણે દીપદાન કર. હે બાપ, એ વિધિ પૂર્વક દીપદાન કરવાનું ફળ મનુષ્યને સુખ સંપત્તિની વૃદ્ધિ કરનાર છે, તો પછી આખો પુરુષોત્તમ માસ રૂડી પ્રકારે કરયો હોય તો તેનાથી અતુલ ઐશ્વર્ય પ્રાપ્ત થાય તેમાં શી નવાઇ છે? હે વત્સ, એ દીપદાન કર્યાથી મનુષ્યને ધન, ધાન્ય, પશુ, પુત્ર, પૌત્ર ઇત્યાદિ સંપત્તિ પુરુષોત્તમની કૃપાથી નિશ્ચે પ્રાપ્ત થાય છે. એ દીપ દાન કરનાર સ્ત્રીને સદા સૌભાગ્ય રહે છે–કદી વિધવાપણું પ્રાપ્ત થતું નથી. એનાથી રાજ્યભ્રષ્ટ થયલાને રાજ્ય મળે છે, કન્યાને ગુણવાન લાંબા આયુષ્ય વાળો પતિ મળે છે. સ્ત્રીની ઇચ્છાવાલા નરને સુશીલ પતિવ્રત્તા સ્ત્રી મળે છે, વિદ્યાર્થીને વિદ્યા, ધનની ઇચ્છાવાળાને ધનાદિ સંપત્તિ, ને મોક્ષની ઇચ્છાવાલાને મોક્ષ પ્રાપ્ત થાય છે. વળી એ દીપનું દાન કરવું તેનીજ પેઠે તે વિધિથી પોતાના ઘરમાં આખા મહિના સુધી દીપકનું અખંડ સ્થાપન કરવું, ને ત્યાં સુધી દીવો ગુમ થવા દેવો નહિ, તેનું પણ અત્યંત માહત્મ્ય છે. એ પ્રકારે મેં તને તીવ્ર દારિદ્ર નાશક સાધન કહી સંભળાવ્યું. એથી તારૂં કલ્યાણ થાઓ. ને હવે હું યાત્રાર્થે જાઉં છું"." એ પ્રકારે કહી ઉગ્રદેવ ત્યાંથી ચાલી નિકળ્યા. તેમને કેટલેક દૂર સૂધી વળાવી તે દંપતી પાછા

વળ્યાં. પછી આશ્રમે આવી મુનિના ઉપદેશને વારંવાર લક્ષમાં લઈ બે માસ સૂધી નિરંતર તેનું સ્મરણ કરતાં પુરૂષોત્તમ માસની વાટ જોઇ, ને જ્યારે પુરૂષોત્તમ માસ આવ્યો ત્યારે મુનિનાં કહ્યા પ્રમાણે તે વ્રતનો આરંભ કરયો. ઘરમાં દીપનું સ્થાપન કર્યું, ને વિધિ પૂર્વક સ્નાન કરી પુરૂષોત્તમની ભક્તિમાં પ્રવૃત્ત થયા. એમ કરતાં અધિક માસ વહી ગયો ત્યારે તે ઉભય દંપતી નિષ્પાપ થયાં, ને કાળાંતરે દેહમુક્ત થઇ ઇંદ્ર પુરીમાં ગયાં, ને ત્યાં નાના પ્રકારનાં ભોગ ભોગવી ફરી આ પૃથ્વીમાં ભરતખંડને વિષ્યે જન્મ પામ્યા છે. તેજ સ્ત્રી પુરૂષ રૂપે ચિત્રબાહુ, તું અને તારી પત્ની છો. હે બાપ, આ તમને બંનેને પૂર્વ જન્મના દીપ દાન અને પુરુષોત્તમ વ્રતના પ્રભાવથી નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું છે. એટલું કહી તે ચિત્રબાહુને આશિર્વાદ દઇ અગસ્ત્ય મુનિ સ્વસ્થાને ગયા.

## અધ્યાય ૨૫ મો.

વાલ્મીકિ મુનીથી ઉપરની કથા સાંભળી દૃઢધન્વાએ હર્ષ પામી તે મને પૂછયું કે "મહારાજ, એ પુરુષોત્તમ માસનું વ્રત કરી તેનું ઉધાપન કેવી રીત કરવું?" ત્યારે મહર્ષિ વાલ્મીકિ બોલ્યા; "હે રાજન્, ઉધાપન (સમાપ્ત કરવું–ઉજવવું) કરવાનો વિધિ સંક્ષેપે કહું તે સાંભળ. માસ પૂરો થાય તે દિવસે (અમાસને દિવસે) પ્રાતઃકાળે ઊઠી પોતાનાં નિત્ય નિયમ તથા પુરુષોત્તમ ભગવાનની પૂજા વગેરે કરી પ્રસન્ન મન વડે પત્નીસહ વર્તમાન એક અથવા પાંચ અથવા સાત બ્રાહ્મણોને આમંત્રણ (નોતરૂં) કરવું. એ બ્રાહ્મણો સદાચારી વૈષ્ણવ હોવા જોઇએ. પછી દરેક જાતનું અર્ધો મણ વા તેનું અર્ધ વા તેનું પણ અર્ધ અનાજ લઇ તેનું પવિત્ર ભૂમિપર સર્વતો ભદ્ર મંડળ પૂરવું. તે મંડળની ચારે દિશાએ ધાતુના અથવા શુદ્ધ મૃત્તિકાના ચાર કળશ સ્થાપિત કરવા. તેમા નાગર વેલનાં પાન તથા તે ઉપર ઉત્તમ વસ્ત્રોથી વેષ્ટિત કરી ચાર નારીએળ મુકવા. પછી તે ચારે કળશની મધ્યે મંડળના મધ્ય ભાગમાં એક પાંચમો કલશ મૂકવો. ને તેનાપર પોતે આખો મહિનો પુજા કરી હોય તે રાધા કૃષ્ણની પ્રતિમાં સ્થાપન કરવી, તથા બાકીના ચારે ઉપર વાસુદેવ, સંકર્ષણ, પ્રધુમ્ન, અને અનિરૂદ્ધ એવી ભગવાનની ચતુર્વ્યુહ મૂર્તિયો સ્થાપન કરવી. પછી પોતે બોલાવેલા તે વેદ ભણેલા બ્રાહ્મણને આચાર્ય કરીને બાકીના ચાર બ્રાહ્મણોને વરૂણી કરી તેમની પાસે તે ચતુર વ્યૂહ સ્વરૂપોના જપ કરાવવા. પછી આચાર્યાદિ તે સર્વ બ્રાહ્મણોને સંતોષ પૂર્વક વસ્ત્ર અલંકારાદિક આપી સંતુષ્ટ કરવા,

ને પછી તે મંડળની તથા તેમાં આવાહન કરેલા સમગ્ર દેવતાઓની અને શ્રી પુરૂષોત્તમની સંપુર્ણ વિધિવડે મહા પૂજા કરાવવી. ચારે દિશાએ ચાર ધૃતના દીપક સ્થાપન કરવા, સંપૂર્ણ સામગ્રી સાથે પોતાની સ્ત્રી સહિત પવિત્ર પણે પૂજન કરી, પછી વાસુદેવાય સ્વાહા એ મંત્ર વડે તીલઆદે સમિધિયોનો હોમ કરવો. પછી તે સર્વ કૃત્ય સમાપ્ત કરીને ભગવંતને આરતી, મંત્ર પુષ્પાંજલી, પ્રદક્ષિણા નમસ્કાર ઇત્યાદી કરીને બ્રાહ્મણોને સુવર્ણ પૂર્ણ પાત્ર આપવાં. આચાર્યને દક્ષિણા વસ્ત્ર અલંકારાદિથી સંતુષ્ટ કરી પછી બીજા સ્ત્રી સહિત નોંતરેલા ઋત્વિજોને ઉત્તમ દક્ષિણા આપવી. પછી બહુ દૂધ આપનારી વાછરૂ સહિત શ્રેષ્ટ ગાય, સોનાનાં શિંગ રૂપાની ખરીયો, અને તાંબાની પીઠ વગેરેથી શણગારીને બ્રાહ્મણને આપવી. પછી ઘી ભરીને તથા તલ ભરીને કાંસાપાત્રો દાન કરવાં. સજોડે આવેલા બ્રાહ્મણોને પેહેરવાનાં સર્વે વસ્ત્ર, આઠ પ્રકારનાં પદ તથા જોડા ઇત્યાદીનું દાન કરવું. શક્તિ હોય તો શ્રીમદ્ ભાગવત કે જે સાક્ષાત્ ભગવત્ સ્વરૂપજ છે, તેના પુસ્તકને શુભ વસ્ત્રથી શણગારી સોનાના સિંહાસનપર સ્થાપિત કરી બ્રાહ્મણને આપવું. હેરાજન, શ્રીમદ્ ભાગવતનું દાન કરવાથી જે પુણ્ય થાય છે, તેનું શેષનાગ પણ વર્ણન કરી શકે એમ નથી. સર્વ પ્રકારનાં દાનો શ્રીમદ્ભાગવતના દાનથી નીચેજ છે. તે માટે નિશ્ચે કરીને પુરુષોત્તમ માસમાં શ્રીમદ્ભાગવતનું વિદ્વાન બ્રાહ્મણને દાન કરવું. પછી કાંસાના પાત્રોમાં ભરી ધૃત પકવ પકવાનો અથવા તે પકવાન્ન માટેની સર્વ અન્નાદિ સામગ્રીઓ બ્રાહ્મણોને આપવી. પછી સંકલ્પ સહિત પુરુષોત્તમ પ્રીત્યર્થ એ સર્વ દાન કરી રહ્યા બાદ તેડાવેલા સર્વ બ્રાહ્મણોને રૂડી પ્રકારે ભોજન કરાવવું. તે એવી રીતે કે તે બ્રાહ્મણ એ શ્રી કૃષ્ણ રૂપ અને સ્ત્રી તે શ્રી રાધિકા સ્વરૂપ છે એમ કલ્પી તેમની ભક્તિ પૂર્વક પૂજા કરવી ને પછી બ્રાહ્મણ ભોજનનો યથા વિધિ સંકલ્પ કરી તેમને શ્રીહરીને નૈવેદ્ય ધરેલા સઘળા પદાર્થો જેવા કે દ્રાક્ષ, કેળા, આંબા, દળ, ઘેવર, જલેબી આદે ઘીથી થયલા, ને પેડા, બરફી, બાસુદી, દૂધપાક, શ્રીખંડ ઇત્યાદી દૂધથી થયલા પકવાનો; તેમજ અડદનાં વડાં, સાકર, ખડબુચાં, નાના પ્રકારના શાક, આદુ, લીંબુ, ઈત્યાદી જુદા જુદા ભોજન કરવાના પદાર્થો, રાયતાં વગેરે લેહ્ય (ચાટવાના) પદાર્થો, પાકી કેરી, શેરડી વગેરે ચોષ્ય (ચુસવાના) પદાર્થો વગેરે ગોરસ સહિત મધુરાદિ ચાર પ્રકારના પદાર્થો ઉપરા ઉપર પીરસી તેમને ખુબ આગ્રહ પૂર્વક ભોજન કરાવવું. "હે બ્રહ્મદેવો, તમે મારે ત્યાં પધારી મારો અનુગ્રહ કરયો છે માટે આ તમારેજ અર્થે કરેલા સર્વ પદાર્થોનું આપ યથા રૂચિ ભોજન કરો. કોઇ વાતનો

સંકોચ કરશો નહિ." વગેરે ભાષણ કરી તેમને જમાડી સંતુષ્ટ કરી પછી તાંબુલ દક્ષિણા આપવી. પછી તે સર્વ બ્રાહ્મણોના હાથમાં મોદક, તથા તેમની સ્ત્રીયોના હાથમાં વાંસનાં સૂપડાં, હળદર, કંકુ, બંગડીઓ, વગેરે સૌભાગ્ય પદાર્થો આપી વિદાય કરવાં. પછી પોતાનું સર્વ વ્રત પરિપૂર્ણ માની લેવા માટે શ્રીહરિને નમસ્કાર કરી, પોતાના કુટુંબ સહિત સુખેથી ભોજન કરવું. તે દિવસે રાત્રે હરિકીર્તન કરતાં જાગરણ કરી બીજે દિવસે રૂડી પ્રકારે પૂજા કરીને ભગવાન્‌નું વિસર્જન કરવું, અને મૂર્તિઓ સહિત પૂજાનું સર્વ સાહિત્ય બ્રાહ્મણોને અર્પણ કરવું. પછી યથાશક્તિ અન્નદાન કરવું. એ પ્રકારે એક માસપર્યંતનું શ્રી પુરુષોત્તમ વ્રત સ્ત્રીએ કિંવા પુરુષે કરયાથી તેમનાં જન્મો જન્મનાં દુઃખ દારિદ્ર અને દુર્ભાગ્ય સમૂળાં નાશ થાય છે. ને તે મનુષ્ય અંતે વૈકુંઠ લોકમાં જાય છે.

---

## અધ્યાય ૨૬ મો.

વાલ્મીકિ મુનિ કહે છે વળી હે રાજન, એ પુરુષોત્તમ માસમાં ધારણ કરેલા નિયમો કેવી રીતે છોડવા તે પણ કહું છું.

જે મનુષ્યે એક માસપર્યંત નક્ત ભોજન (એકવાર) કરયું હશે તેણે છેવટે બ્રહ્મભોજ કરી તે વ્રત છોડવું. જેણે આખો મહિનો ઉપવાસ હોય તેણે દક્ષિણા સાથે સવચ્છી ગાય આપી નિયમ છોડવો. આમળાના ઝાડ તળે સ્નાન કરવાના નિયમવાળાએ દહિ અથવા દૂધનું દાન કરવું. જે ફળ નહિ ખાવાનો નિયમ લીધો હોય તેણે તે ફળનું દાન કરીને ખાવું. તેલ છોડયું હોય તેણે ઘી અને ઘી છોડનારે દૂધનું દાન કરવું. જે ધાન્ય છોડયું હોય તે ધાન્ય અથવા ઘઉં ચોખા વગેરે આપવું. ભોંય પર સૂવાના નિયમવાળાએ ઉસીકાં, તળાઇ, ઓછાડ વગેરે ગાદી દાન કરવું. પાંદડાંપર ખાનારે બ્રહ્મભોજ કરવો. મુનિવ્રત ધારણ કરનારે ઘંટા તથા સોના સહિત તલનું દાન કરવું. ને જોડલું બ્રાહ્મણનું જમાડવું. નખ તથા વાળ ધારણ કરનારે દર્પણ, જોડા છોડયા હોય તેણે જોડા, મોળું ખાતો હોય તેણે મીઠું સાકર વગેરે રસ, અને દીપદાન કરનારે ઘીથી ભરેલા દીવાના પાત્ર સહિત સોનાની દીવટવાળી દીવી આપવી. એકાંતર અપવાસ કરનારાએ આઠ કળશને વસ્ત્રથી શણગારી તેમાં સુવર્ણ મૂકી આપવા. વાહન તજનારે વાહન ( ગાડી, ઘોડો, બળદ ગાડી વગેરે ) છત્રી તજનારે છત્રી, અને છેવટે જે કંઇ વસ્તુનું નિયમ હોય તેજ વસ્તુનું છેવટે દાન કરવું. એ પ્રમાણે પૂર્વે વ્રત કરી ઘણા રાજાઓ, મુનિયો, તથા ગૃહસ્થો સદ્‌ગતિને પામ્યા છે.

વળી વ્રતમાં ઉપવાસ ન થઈ શકે તો એકાંતર, અને તે ન બની શકે તો એકવાર ભોજન, અને તેમાંપણ એકજ અન્નનું ભોજન એ વધારે શ્રેષ્ટ છે. એકવાર જમનારા કેટલાક પેહેલે પોહોરે, કાઈ મધ્યાન્હે કોઇ ત્રીજે પહોરે ને કોઇ સંધ્યાકાળે જમે છે. તે સૌમાં સંધ્યાસમે જમવું શ્રેષ્ઠ છે. એ એકવાર જમનારે પણે બંને એકાદશીમાં તો અપવાસજ કરવા. હે રાજન્ એ સર્વ વ્રત કરવાં ખરાં, પણ તે ધારણ કરયા પછી તેમાં કદી ભૂલ ન થવી જોઇએ કે તે કદી અધૂરાં ન મૂકવાં જોઇએ. નહિતો તેથી ઉલટું પાપ થાય છે.

---

## અધ્યાય ૨૭ મો.

એટલી કથા તથા માહાત્મ્ય દૃઢધન્વા પ્રત્યે કહી. વાલ્મીકિમુનિ બંધ થયા ત્યારે દૃઢધન્વાએ તેમનું રૂડી પ્રકારે પૂજન કરી દંડવત્ નમસ્કાર કરી ઘણીક સ્તુતિ કરી. એથી સંતુષ્ટ થઇ તેને આશિર્વાદ દઇ મુનિયે કહ્યું, "હે પાપ રહિત, તારૂં કલ્યાણ થાઓ. હવે હું પાપ નાશ કરનારી સરયુ ગંગા પ્રત્યે જાઉં છું." બંને સ્ત્રી પુરુષ ઘણેક દૂર સુધી તેમને વળાવી પાછાં વળ્યાં, ને મુનિના ઉપદેશથી કેવળ ભક્તિમાં મગ્ન થઇ જવાથી નિરંતર પુરૂષોત્તમનુંજ ધ્યાન કરવા લાગ્યાં. પછી દૃઢધન્વાએ પોતાની સ્ત્રી ગુણ સુંદરીને કહ્યું, "હે પ્યારી સ્ત્રી, હવે આપણે આટલું બધું જાણ્યા છતાં આ અસાર સંસારમાં પડી રહેવું યોગ્ય નથી. માટે હું હવે પુરૂષોત્તમનું આરાધન કરવા વનમાં જઇશ." એ સાંભળી ગુણસુંદરીએ કહ્યું, "હે સ્વામી, સ્ત્રીને સર્વસ્વ તેનો પતિજ છે, તો આપનાથી વિયોગી હું કેમ રહું! માટે આપની સાથે આવીશ." એ સાંભળી પત્ની સહિત દૃઢધન્વા હીમાચળ સમીપ ગંગાતિરે આવેલા સુંદર વનમાં જઇ પુરૂષોત્તમમાસમાં બહુ ઉગ્ર તપ કરી ભગવાનનું સ્મરણ કરવા લાગ્યો, જેથી અતિ સંતુષ્ટ થઇ ભગવાને પોતાના પાર્ષદોને વિમાન લઈને તેની પાસે મોકલ્યા. તેમાં બેસી સ્ત્રી સહિત તે ગોલોક પતિ પુરૂષોત્તમના ચરણે ગયો!

શ્રી નારાયણ કહે છે હે નારદ, અહો! હું એકજ જીભથી એ પુરૂષોત્તમમાસનું શું માહાત્મ્ય વર્ણન કરૂં! આ ભૂ લોકમાં તેના સમાન કોઇ સાધન નથી. હજારો જન્મ સુધી તપ કરવાથી જે ફળ થાય તે કરતાં પણ શ્રી પુરૂષોત્તમ સેવનથી અધીકુ ફળ થાય છે. વળી જાણી જોઇને તો શું, પણ અજાણે, અનાયાસે અથવા કપટથી પણ જો પુરૂષોત્તમ સેવન થોડું પણ થઈ જાય તો એ તે કોટિજન્મના પાપને સમૂળાં નાશ

કરે છે. જેમકે અજાણપણે માત્ર ત્રણ દિવસ સ્નાન કરવાથી એક વાનર ઉત્તમ ફળને પામ્યો. એ સાંભળી નારદે કહ્યું, " હે મહારાજ, તે વાનર કેવી ઉત્તમ રીતે સ્નાન કરવા પામ્યો અને તેને કેમ વાનરપણું પ્રાપ્ત થયું હતું તે સર્વ ઇતિહાસ કૃપા કરી સંભળાવશો." ત્યારે શ્રી નારાયણ કહે છે. હે વત્સ, કેરલદેશમાં કોઇ એક મહા લોભી બ્રાહ્મણ રહેતો હતો. તે જેમ માખી મધને સંચે તેમ નિરંતર ધનનોજ સંચય કરતો હતો. પરંતુ તેમાંથી કિંચિત્ત પણ ધર્મ માર્ગે કિંવા પોતાના સુખ અર્થે વાપરતો ન હતો. તેથી લોકોમાં તેનું નામ કદર્ય (મહાકૃપણ) પડયું હતું. ઘણુંજ દ્રવ્ય ભેગું કરવા છતાં તેણે કોઇ દિવસે ઉત્તમ અન્ન કે વસ્ત્રનો ઉપભોગ કરયો ન હોતો, તો પછી તે દેવ કિંવા પિતૃ અથવા કોઇ પરમાર્થ સારૂ કેમજ દ્રવ્ય વાપરે. કોઈ પણ પ્રકારનું ધર્મ, નિયમ, દાન, વ્રત વગેરે ન કરતાં પોતે માત્ર ધનને પેદા કરવા માટેજ વરસાદ, ટાઢ, તડકો વગેરે સહન કરી જેની તેની કને રડીને પણ દીન થઇ દ્રવ્ય કઢાવતો. આથી લોકોના અત્યંત ધિક્કારને પાત્ર થઇ તે નગરમાંથી નિકળી ફરતો ફરતો એક વનમાં ગયો. જ્યાં આવેલા એક બાગનો રક્ષણ કર્તા માળી પોતાનો મિત્ર હતો તેને સઘળું દુખ કહ્યું. માળીને એથી દયા આવવાને લીધે તેણે તે કદર્યને કહ્યું કે "હે ભાઇ, તું મારા બાગમાં નિશ્ચિંતપણે રહે. કંઇ ચિંતા કરીશ નહિં." પછી તે કદર્ય તે બાગમાં રહ્યો, ને માળી કહે તે બાગ સંબધી કામકાજ કરવા લાગ્યો. માળી તેના પર દૃઢ વિશ્વાસ કરી પોતાના બાગનો સઘળો અધિકાર તેને સોંપ્યો. પોતે છુટો થયો તેથી હવે આ બ્રાહ્મણ મારોજ છે એમ નિશ્ચિંતપણાથી તે ખુશીમાં આવે ત્યાં કામ કાજે જવા લાગ્યો. માળીને રાજદરબાર વગેરે સ્થળે કામ કાજે ગયા પછી કદર્યુ તે બાગનાં ફળ વેચી તેના પૈસા પોતાની ગાંઠે કરે, ને પોતે પણ યથેચ્છ રીતે ખાય. એમ કરતાં માળીએ એક દિવસે આવી બાગ રક્ષણ વિષે પૂછયું ત્યારે તે કદર્યુ અસત્ય બોલ્યો, ને કહ્યું કે ભાઇ, હું તો ગામમાં ભિક્ષા માગી આવી ખાઉં છું, ને તારા બાગનું રક્ષણ કરૂં છું. છતાં મને ભિક્ષા માંગવા ગયા કેડેથી પક્ષીઓ, કિંવા બીજા જાનવરો ફળોનો નાશ કરી નાંખેછે તેથી કેટલાંક પક્ષી વગેરેનો મેં ઘાત કર્યો તે પણ જુઓ." એ સાંભળી અરે બ્રાહ્મણ બિચારો નિષ્કપટી છે એમ તેના ઉપર ઉલટો વધારે વિશ્વાસ રાખી માળી પાછો રાજમંદીરે ગયો.

આવી રીતે તે કદર્યે પોતાની સત્યાશી વર્ષની ઉમર થતાં સુધી કુટિલતાથી નિર્વાહ કર્યો; પણ એટલામા તે વૃદ્ધ થવાથી તેનો કાળ પાસે આવ્યો, ને એકલો હોવાથી અરણ્યમાં કોઇ તેની ચાકરી કરનાર પણ

મળ્યું નહિં. એની રીતે મહાદુઃખી અવસ્થામાં તે દુષ્ટાત્મા મરણ પામ્યો. એને બાળવા માટે કાષ્ટ તથા અગ્નિ પણ મળ્યો નહિં. યમરાજાના દૂતો તેના પાપી આત્માને ઘસડીને મુદગરના અત્યંત માર કરતા ભયંકર માર્ગે લઈ યમપુરી પ્રત્યે ચાલ્યા. આ વખતે તે પોતાના બાપના બાપની પોક મૂકી રડવા લાગ્યો, ને અત્યંત વિમાસણ કરવા લાગ્યો કે " અરે મને અતિદુર્લભ મનુષ્ય દેહ પ્રાપ્ત થયા છતાં મેં તેને આવાં દુષ્ટ કર્મો કરીનેજ ગુમાવ્યો. અરે, ઘણા કાળ સુધી કષ્ટ ભોગવી એકઠું કરેલું ધન ત્યાંનું ત્યાંજ રહ્યું ? પણ મેં પરમાર્થે નજ ખરચ્યું ? અરે હવે હું શું કરૂં? મેં કશુંય ન કરયું. કોઇ જાતનાં વ્રત, નિયમ, જપ, દાન, હોમ ઉપવાસ, તીર્થ, સ્નાન, પુરૂષોત્તમ માસ જેવું અત્યંત ફળ આપનાર વ્રત વગેરે કશું હું દુષ્ટથી ન બન્યું ? ધિક્કાર છે મને કે મેં સત્કર્મ તો ન કર્યું, પરંતુ મારા દેહને પણ મેં કોઇ દિન સારૂં વસ્ત્ર કે ભોજનથી પણ સંતુષ્ટ કર્યો નહિં." એમ વિલાપ કરતાં તેને યમદુતો ધર્મ રાજ પાસે લઇ ગયા. ધર્મ રાજાના ચિત્રગુપ્તકાર્યભારીએ તેને જોતાંજ તેનાં શુભ અશુભ કર્મો ધર્મરાજને કહી સંભળાવ્યાં કે આ દુર્બુદ્ધિ બ્રાહ્મણે કશું પણ સત્કર્મ કરયું નથી પણ ઉલટાં અગણિત પાપ કરેલાં છે. તેણે બાગના ધણીનો વિશ્વાસઘાત કરયો છે, ને ચોરીને પાકાં ફળોનું ભક્ષણ કરયું છે; વળી તેની આગળ પાછું અસત્ય ભાષણ કર્યું છે. એ પ્રકારના ત્રણ પાપ એને એની વૃદ્ધાવસ્થામાં કર્યાં છે, ને બીજાં પાપોની તો ગણત્રી પણ નથી, પછી ધર્મ રાજાએ બહુ ક્રોધ કરી કહ્યું કે " હે દુષ્ટ બ્રાહ્મણ, ફળ ચોરવાના પાપ માટે તું એક હજાર વર્ષ સુધી વાંદરાની યોનિ ભોગવ, ને તે પછી વિશ્વાસઘાતનું તથા જુઠું બોલવાનું ફળ મળશે."

## અધ્યાય ૨૮ મો.

શ્રી નારાયણ કહે છે, એ પ્રમાણે યમરાયની આજ્ઞા થતાંજ ચિત્ર ગુપ્તે વિચાર કરીને કદર્યને પ્રથમ પ્રેત યોની ભોગવવાની શિક્ષા કરી એટલે તુરત તે નિર્જન અને ફળ વગરનાં ઘોર અરણ્યમાં પ્રેત થઇને ભૂખ તરસનું મહા દુઃખ ભોગવવા લાગ્યો. પછી ત્યાંથી તે કાલંજર પર્વત ઉપરના મનોહર પુષ્પ તથા ફળવાળી લતાવાળાં વનમાં વાનર થઇ અવતર્યો. આ સાંભળી નારદે પૂછ્યું "મહારાજ, એ કાલંજર પર્વતના વનમાં તો સુંદર, મનોહર અને પાપનાશ કરનારૂં તથા સત્પુરૂષોએ સેવેલું મૃગતીર્થ આવેલું છે, તોએ દુષ્ટાત્મા કદર્યનો એવી પુણ્યકારક જગોએ કેવી રીતે જન્મ થયો?" એ સાંભળી નારાયણે કહયું, "હે બાપ, એ કદર્ય પૂર્વે તેના બ્રાહ્મણ પણામાં ભિક્ષા માગવા ફરતો તેવામાં એક ચિત્ર

કુંડલ નામના વણિકને ત્યાં તે ભિક્ષાર્થે ગયો, તે વખતે પુરૂષોત્તમ માસનો છેલ્લો દિન હોવાથી તે વણિક પુરૂષોત્તમવ્રતનું ઉદ્યાપન કરતો હતો. તેણે ઉદ્યાપન કરવા માટે ઘણાક સુશીલ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા હતા, તે સર્વ પૂજાદિકૃત્ય થઇ રહ્યા પછી તેમને યથેચ્છ ભોજન કરાવીને ખૂબ દક્ષણા આપી વિદાય કર્યા. પરંતુ આ કદર્ય ઘણા વખતનો કરગરતો ને રડતો ઊભો હતો, તેને કશું આપ્યું નહિં. ત્યારે કદર્યે તેને કહ્યું, "ભાઇ, સર્વને તેં ભોજન દક્ષિણા આપી, ને મને કેમ આપતો નથી? જોકે તુંને ધન્ય છે, તારાં માત પિતાને પણ ધન્ય છે, ને તારો જન્મપણ ધન્ય છે કે તેં મનુષ્યદેહ ધરીને શ્રીપુરુષોત્તમની સેવા કરી." આ પ્રમાણે શ્રીપુરુષોત્તમની ઘણી પ્રશંસા કરવાથી વણિકે તેને ભોજન કરાવી પુષ્કળ દક્ષિણા આપી. હે નારદ, એ પ્રમાણે માત્ર ધનના લોભથીજ તેણે પુરુષોત્તમની મહા પૂજાનું દર્શન તથા પ્રશંસા (સ્તુતિ) કરી હતી. છતાં ને ફળથી તે આવો પાપી છતાં પણ આ મૃગતીર્થ કે જ્યાં સુશીતળ ઉદક તથા ફળ પુષ્પ સહિત વૃક્ષોની અત્યંત ઘટ્ટ છાયા છે એવા મનોહર અરણ્યમાં જન્મવા પામ્યો. પરંતુ પોતાનાં પ્રારબ્ધ કર્મ કંઇ ભોગવ્યા વગર છુટતાં નથી તેથી આવા ઉત્તમ સ્થળે જન્મવા છતાં તે વાનર ત્યાંનાં સ્વાદિષ્ટ ફળનો કે જળનો કશો ઉપયોગ કરી પોતાની ભૂખતરશ મટાડી શકતો નહીં. કારણકે એ જન્મ્યો ત્યારથીજ તેના મ્હોંમાં પિત્તનો રોગ હોવાને લીધે બહુ ફોડલા થઇ તેમાંથી લોહી વહ્યા કરતું હતું. તેથી તે કશું ખાઇ પી શકતો નહોતો. પેટમાં બહુ ભૂખ રહે તેથી તે અપલ વાનર વારંવાર ઝાડોપર ચઢી આમથી તેમ કૂદી નાના પ્રકારનાં ફળ તોડતો, ને ખાવા માટે મ્હોં આગળ ધરતો છતાં મ્હોંમાંની વેદનાને લીધે બિચારાને તે એમનાં એમ હેઠાં ફેંકી દેવાં પડતાં હતાં. આવી પીડાને લીધે તેનાથી એક જગોએ રહેવાતું નહોતું. એક પરથી બીજા, ને બીજા પરથી ત્રીજા ઝાડપર એમ વારંવાર કૂદીને તે ફાંફાં મારતો, ને તે વખતે મરવુંજ સારૂં એમ માનતો હતો. આ પ્રમાણે પ્રતિદિન નિરાહારી રહેતો હતો એવામાં પુરુષોત્તમ માસ આવ્યો, ભૂખ તરસથી વ્યાકુળ એ વાનર તે મૃગ તીર્થમાંના ઉત્તમ સરોવરપર લેહેકી રહેલાં વૃક્ષો ઉપર ફળ ખાવાની ઇચ્છાએ ચઢયો, પણ શરીર અશક્ત થઇ ગયલું હોવાથી કૂદકો મારવા જતાં તે ચુકી જઇ નીચે સરોવરમાં પડયો. તે દિવસે પુરુષોત્તમ માસના વદ પક્ષની દશમ હતી. ઘણા દિવસનો ઉપવાસી તેથી શરીરમાં કોઇ વાતની શક્તિ નહિ, અને વળી પાણીમાં પડયો એટલે તો તે પૂરો થઇ રહ્યો, પછી ડચકાં ખાતો ખાતો પાણીમાંથી પરાણે કિનારા નજીક આવ્યો ને ત્રણ ચાર દિવસ સૂધી જળમાં પડી રહી અમાવાસ્યાને દિવસે તીર્થને કિનારે બિચારો મરણ પામ્યો.

એ સમયે એક આશ્ચર્ય થયું. તે વાનરે દેહ મૂકતાંજ તેમાંથી એક ઘનશ્યામ વર્ણ તથા કામદેવ સ્વરૂપ સુંદર શરીરવાળો તથા દિવ્ય શણગાર ધારણ કરેલો પુરુષ પ્રકટ થયો. આ પુરુષ તે પેલા વાંદરાનો જન્મ પામનાર પાપી કદર્યનો આત્માજ હતો. માથે સુશોભિત મુકુટ, કાનમાં કુંડળ અને સર્વાંગે ઘણાજ લલિત સંગારો ધારણ કરેલો પોતાનો દેહ જોઇ તે વાનર આશ્ચર્ય પામે છે એટલામાં આકાશમાંથી એક દિવ્ય વિમાન આવ્યું, ને તેમાંથી ભગવાનના પાર્ષદોએ ઉતરી તેને તેમાં બેસવા માટે વિનંતી કરી. એટલે તેણે તેમને પૂછ્યું કે "અરે વૈષ્ણવો, મારા જેવા મહા પાપીને વિમાન કયાંથી? મને કયા પુણ્યથી આ વૈભવ તથા શ્રીહરિની ચરણ સેવા પ્રાપ્ત થઇ?"

---

## અધ્યાય ૨૯ મો.

આવી રીતે તેને આશ્ચર્ય પામતો જોઇ બંને વિષ્ણુ દૂતો કહેવા માં ડયા કે "હે મહાપુણ્યવાન, તું શીઘ્રે ગોલોકમાં ચાલ; અહીં વિલંબ શા સારૂ કરે છે? તને પુરુષોત્તમની સાન્નિધ્ય (પાસે રહેવું) મુક્તિ પ્રાપ્ત થઇ છે. અહો દિવ્ય પુરૂષ, તમે કરેલા મોટા સાધનની તમને ખબર નથી? આ પુરુષોત્તમ માસ, કે જે હરિને અત્યંત પ્રિય છે, તે તમે જાણતા નથી? તે માસમાં મોટા દેવતાઓને પણ અશકય એવું મહા તીવ્ર તપ તમે આચર્યું છે. તમને મોંઢામાં રોગ થવાને લીધે અનાયાસે આખો પુરુષોત્તમ માસ તમે ઉપવાસ કર્યા. વળી ખાવાની ઇચ્છાથી અનેક ફળ તોડી તોડીને તે ન ખાઇ શકવાને લીધે નીચે નાંખ્યાં, જે બહુ ક્ષુધાર્થી મનુષ્યોના ખપમાં આવ્યાં, તે રૂપ તમે મોટો પરોપકાર કરયો, વળી તે-આખા માસમાં એક ટીપું પણ તમારાથી જળ પીવાયું નહિ. વળી તમે વાનર અવસ્થામાં ઉઘાડે દીલે બહુ તાપ સહન કરયો. ને છેવટે દશમથી તે આજ અમાસ સુધીના પાંચ દિવસો તમે નિરંતર સ્નાન કરયું. તેથી શ્રી પુરુષોત્તમને આના જેવું એકે વ્રત પ્રિય નથી તે તમારાથી થયું માટે તમને ધન્ય છે; તમે પૂર્ણ કૃતાર્થ થયા છો. માટે હવે શ્રીહરિના ચરણમાં પધારો." આવું પોતાનું અદૃષ્ટ કૃત્ય સાંભળી તે દિવ્ય દેહ ધારી કદર્યનાં આનંદથી રોમાંચિત્ત ઉભાં થઇ ગયાં ને તુરત વિમાનમાં બેઠો એટલે તે-માંની અપ્સરાઓ તેની આગળ નૃત્ય કરવા લાગી, ગંધર્વો ગાયન કરવા લાગ્યા, અનેક પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં, ને અનેક રંભાઓ તેની સેવામાં હાજર થઇ. એટલે સનનાટ કરતું તે દિવ્યવિમાન અત્યંત આનંદ

પૂર્વક ગોલોક પ્રત્યે ચાલ્યું ગયું! કે જે ગોલોક યોગીને પણ દુર્લભ છતાં તેને વિષે સુંદર ગાયો, ગોવાળો, અને ગોપીયોના રાસમંડળને વિષે રસિક વર શ્રીકૃષ્ણ નિરંતર રમણ કરી રહ્યા છે.

નારાયણ કહે છે–હે વત્સનારદ, એ પ્રમાણે માત્ર અનાયાસે, ને અજાણે પુરૂષોતમ વ્રત કરનાર કદર્ય શ્રી મુરલીધરના ચરણને પામ્યો, ત્યારે શ્રદ્ધાથી વિધિ પૂર્વક વ્રત કરનારને શી ખામી રહે! એ કથાથી પરમ આનંદ પામી નારદે ફરી પ્રશ્ન કર્યો કે "હે પ્રભુ, આ પુરૂષોત્તમ વ્રતકરનારને સવારનાં પૂર્વાન્હિક કર્મ કરવાનું તો આગળ આપ વર્ણન કરી ગયાછો, પણ તે પુરૂષોત્તમ પ્રભુની પૂજા વગેરે સવારનાં કર્મો કરી રહ્યા બાદ બાકીના વખતમાં મનુષ્યે શું કામ કરવું તે ગૃહસ્થાશ્રમીઓના કલ્યાણને અર્થે મને સંભળાવશો." ત્યારે નારાયણે તે કર્મવર્ણન કર્યું:—પ્રાતઃકાળનાં સર્વ કર્મ પૂરાં થઇ રહ્યા બાદ મધ્યાન્હસંધ્યા, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ અને તર્પણ કરવું. પછી રસોઈમાંથી ગાય, કુતરૂં, કીડી, કાગ, વગેરેના પંચગ્રાસ કાઢી તેમને અર્પણ કરવા. અતિથિને જમાડવો. (અનાયાસે આવી ચઢયો હોય તો.) પછી યતિ તથા બ્રહ્મચારીને ભિક્ષા આપવી. પછી પૂર્વ મુખે બેસી પોતે નિરાંતે વિધિયુક્ત ભોજન કરવું, તે જમી સંતુષ્ઠ થઇ ભગવાનનું સ્મરણ કરી જલનું આચમન કરી પાનબીડું ખાવું. પછી થોડીકવાર વિશ્રાંતિ લઈ નિયમિતપણે ભગવત્કથા શ્રવણ કરવી. પછી શ્રી કૃષ્ણનું સ્મરણ કરતાં સુખેથી બહાર કામકાજે જવું. સંધ્યા સમયે ઘેર આવી સાયાન્હ સંધ્યા કરવી, ને પછી નક્ષત્ર ઉદય થાય ત્યાંસુધી ગાયત્રી જપ કરવો. પછી પોતાના અગ્નિહોત્રમાં હોમ કરી ઇચ્છા હોયતો પોતાના કુ-ટુંબ સહિત થોડુંક ફરાલ જોગ જમી લેવું, ને પછી શ્રી હરિનાં કીર્ત્તન કરવાં. પછી શરીરને સુખ થાય તેવી શય્યામાં જઈ હરિનું સ્મરણ કરતાં ઉગમણે ઓસીકે સુવું. પ્રવાસમાં પશ્ચિમે અને સાસરે દક્ષિણ તરફ ઓસી-કું કરી સુવું. રાત્રે ખપ પડે માટે ઓસીકા આગળ પાણીનો ઘડો ભરી મૂકવો. ઋતુકાળ વગર સ્ત્રી સંગ કરવો નહિ. તેમાં વળી વ્રત, પર્વણી તથા કોઈ નિયમ હોયતો તે સમયે કદી સંગ નજ કરવો. એ પ્રકારે ગૃહસ્થે વર્તવું. વળી સૌ કરતાં મુખ્ય ધર્મ એ છે કે, કોઇપણ જીવની હિંસા ન કરવી, સત્ય બોલવું, સૌ પ્રાણીપર દયા રાખવી, યથા શક્તિ પરોપકાર કરવો; ને ભગવદ ભક્તિ પરાયણ રહેવું. પરસ્ત્રીનો સંસર્ગ પણ ન કરવો, પોતાની ધર્મ પત્નિનું રક્ષણ કરવું, કુસંગત કરવી નહિ, ને મદ્ય તથા માંસ એ દુષ્ટ પદાર્થો અહર્નિશ ત્યાગ કરવા. એ પ્રકારના મુખ્ય મનુષ્ય ધર્મો મનુષ્યને પરિણામે નિશ્ચે સુખી કરનારાજ છે.

# અધ્યાય ૩૦ મો.

નારદ કહે છે, "હે ભગવંત, આપે આ કથામાં ઘણીવાર પ્રસંગોપાત પતિવ્રતા સ્ત્રીની પ્રશંસા કરી, તો કૃપા કરી સર્વ સ્ત્રીઓના હિતને અર્થે પતિવ્રતાના સર્વ લક્ષણ તથા ઉત્તમ ધર્મોનું વર્ણન કરશો." એ સાંભળી નારાયણ બોલ્યા—હે નારદ સ્ત્રીને પોતાનો પતિ જો કે કુરૂપ, દુઃસ્વભાવનો, રોગી, કલેશી, મદ્યપી, વૃદ્ધ, મુંગો આંધળો, બેહેરો, ક્રૂર, દરિદ્રી, કૃપણ, નિંદ્ય, ધૂર્ત કિંવા પર સ્ત્રી સાથે પ્રીતિ કરનારો હોય તોપણ તેણે તેના તે દોષ સામું નજોતાં તેને સર્વ પ્રકારે પોતાનો ઇશ્વર ગણીનેજ તેની સેવા કરવી. બાળા, તરૂણા અથવા વૃદ્ધા વસ્થામાં પણ સ્ત્રીએ કદી પતિથી સ્વતંત્ર થવું નહિ. તેણે અહંકાર, કામ, ક્રોધ, એ સર્વનો ત્યાગ કરી પતિનું મન રંજન કરવું. સ્ત્રીએ કામવાસનાએ કરીને પર પુરૂષનો સ્પર્શ અથવા ભાષણતો શું પણ તેનું અવલોકન પણ કરવું નહિ. દ્રવ્ય, ઉત્તમ વસ્ત્રાલંકારો, અથવા સ્વરૂપના લોભથી જે સ્ત્રી કદીપણ પરપુરૂષની જાળમાં ન ફસતાં પોતાના પતિનીજ અનન્ય સેવા કરે છે, તેને પતિવ્રતા જાણવી. જે આંખનો કટાક્ષ, રસવું, ગાયનના અલાપ વગેરેથી કદી પર સાથે મોહ પામતી નથી તે સાધ્વી છે. સતી સ્ત્રીને પોતાના કરતાં પતિ ગુણોમાં ઉતરતો છતાં તેનો અભાવ થતો નથી. પ્રતિવ્રતા પતિને જમાડીને જમેછે, તેને દુઃખે પોતે દુઃખી ને તેને સુખે સુખી થાય છે. પતિ વિદેશ હોયતો ઉત્તમવસ્ત્રાલંકાર ધારણ કરતી નથી. પતિ નિંદ્રાવસ થયા પછી પોતે ઊંઘે છે. ને તેને ઊઠવા પેહેલી જાગી ઉઠે છે. સતીએ પોતાનાં સાસુસસરાની ઉત્તમ પ્રકારે સેવા કરવી. ધર્મ તથા ઘર કાર્યમાં તત્પર રહેવું. તેની સાથે અપ્રિય ભાષણ કરવું નહિ. સર્વ વાતે સ્ત્રીનું ડહાપણ પોતાના પતિની સેવા કરવામાંજ છે. પતિ તજે તે પદાર્થ પોતે પણ તજવા. શરીર તથા મુખ દંત ઇત્યાદિ સદા સ્વચ્છ રાખવાં.

પ્રત્યેક માસમાં સ્ત્રીને ઋતુ (અડકાવ) પ્રાપ્ત થાયછે, તો તે પ્રાપ્ત થાય ત્યારથી બરોબર ત્રણ દિવસ તજી ચોથે દિવસે સ્નાન કરવું. રજસ્વળા સ્ત્રીએ ગાવું, રોવું, હસવું, વાહનપર બેસવું, આંખમાં કાજળ આંજવું, શરીરે તેલ ચોળવું, દિવસે સુવું, દાતણ કરવું, મૈથુન કરવું, તથા દેવાર્ચન કરવું, દેવને નમસ્કાર કરવા, બીજી રજસ્વલાથી બોલવું તથા અડકવું વગેરે સર્વ બાબતોનો બિલકુલ ત્યાગ કરવો. સ્નાન કરવા અગાઉ પોતાનું મુખ કોઈને બતાવવું નહિ, સ્નાન કરી તુરત સૂર્ય દર્શન કરી, દર્ભવાલા જલનું તથા પંચ ગવ્ય પદાર્થોનું આચમન કરવું; ગાયનું દુધ પીવું. પછી ઋતુ આવી હોય તેના આઠમા દિવસ પછી તે સોળમાં દિવસ સુધીમાં પોતાના પતિ સાથે સંગ કરવો, કારણકે ત્યાંસુધીમાં ઋતુ પંરિપકવ થાયછે.

હવે જ્યારે સ્ત્રી ગર્ભિણી હોય ત્યારે તે વખતના નિયમ તેણે પાળવા. સુંદર અલંકાર પેહેરવા, સ્વામીના હિતમાં તત્પર રહેવું, સ્વધર્મનું પાલન કરવું, સદા પ્રસન્નજ રહેવું, શરીરનું બહુ જતન કરવું, ઝાઝી કઢંગી મેહેનત કરવી નહીં, વાસ્તુ પૂજા કરવી, દુષ્ટ સ્ત્રી સાથે બોલવું નહીં, સુપડાનો પવન લેવો નહીં, જે સ્ત્રીને છોકરાં થઇને મરી જાય છે તેનો સંસર્ગ કરવો નહીં, બીજી સ્ત્રીએ રાંધેલું અન્ન ખાવું નહીં, નબળી કે અશુભ વસ્તુ જોવી નહીં, ભયંકર વાત સાંભળવી નહીં, ભગવતકથામાં તત્પર રહેવું, વગેરે નિયમો ધારણ કીધાથી સ્ત્રીને ઉત્તમ પુત્ર થશે, ને એથી ઉલટું આચરવાથી ગર્ભનું પતન કિંવા સ્તંભન થશે.

સ્ત્રીએ પતિની કદી નિંદા કરવી નહિ, પતિથી દુર રહેવું નહિ, પર પુરૂષનું વર્ણન કે સ્તુતિ કરવી નહિ, ખુશીમાં આવે ત્યાં ફરવું નહિ, પતિની આજ્ઞા અમલમાં લેતાં વાર કરવી નહિ, પતિયે પોતાને કદાચ મારી હોય (કંઇ વાંકસર) યા નિંદા કરી હોય તોપણ તેની સાથે ક્લેસ કરવો નહિ, કંઈ ઉત્સવ પ્રસંગે પીયર જવું હોયતો પતિની આજ્ઞા લઈ જવું. પણ પીયર વધારે વાર રહેવું નહિ. પતિ કંઇ કાર્યાર્થે વિદેશ જાય તો તેની સાથે મંગળ ભાષણ કરવું, તે સમે રોવું નહીં. એકલી પડે એટલે સાસુસસરાની સમીપ તેમની આજ્ઞામાં રહેવુ. ખડખડાટ હસવું નહિ, પરની મશ્કરી, હાસ્ય કે ચેષ્ટા કરવી નહિ, પરપુરૂષનું અંગ મર્દન કરવું નહિ, એકજ વસ્ત્ર અથવા ઘણું ઝીણું વસ્ત્ર ધારણ કરીને નિર્લજ્જપણે ફરવું નહિ, ઘરકામ છોડી પારકી કુથળી કરવી નહિ, ઘરકાજ આટપી લઇ પતિની સેવામાં હાજર થવું, બારણામાં અથવા બારણા નજીક બેસવું નહિ, પતિયે આપેલી વસ્તુ બીજાને આપવી નહિ, પતિનું આપેલું ફળ અથવા અન્ન ગમેતો તેનું એઠું હોય તોપણ તે મોટો પ્રસાદ માની લઇને આનંદથી ખાવું, પતિ સુખેથી સુતો હોય ને ત્વરાનું કામ હોયતો તેને ઢંઢોળીને ન ઉઠાડતાં તેની પગ ચંપી કરી ઊઠાડવો. નગ્ન થઇને નહાવું નહિ; જે મનુષ્ય પોતાના પતિ સાથે દ્વેષ રાખતો હોય તેની સાથે સ્ત્રીયે કદી બોલવું નહિ. ખાંડણીઓ, મૂશલ, ઘંટી, પથ્થર, અથવા કોઇ યંત્ર ઉપર કે ઉમરા ઊપર બેસવું નહિ. પોતાને તીર્થે સ્નાન કરવાની ઇચ્છા થાયતો પતિના પગ ધોઇને તે જળનું આચમન કરવું એટલે યાત્રા વળે છે. કારણકે સ્ત્રીને શંકર તથા વિષ્ણુ કરતાં પણ પતિ શ્રેષ્ટ છે એમ પ્રભુની આજ્ઞા છે. સ્ત્રીયે ઉપવાસ, વ્રત, નિયમ વગેરે પતિની આજ્ઞા શિવાય કરવાં નહિ, પતિના સામું બોલવું નહિ, પતિના ચરણની નિત્ય પૂજા કરવી, પતિને મૂકીને પોતે એકલાં કદી કોઇ સારી વસ્તુનો ઉપભોગ કે સ્વાદિષ્ટ ભોજન કરવું નહિ, પતિને કદી કટુ ભાષણ સંભળાવવું નહિ, સ્ત્રીને દેવ, ગુરૂ, ધર્મ તીર્થ અને વ્રત એ સઘળું પોતાનો સ્વામીજ છે માટે સર્વ તજીને તેણે

સ્વામીનીજ સેવા કરવી. એવી રીતે ધર્મ પાળનાર સ્ત્રી શ્રેષ્ટ પતિવ્રતા કહેવાય છે, તે ને પતિ સહિત અખંડ સ્વર્ગ સુખ ભોગવે છે. પતિ જીવતાં તો શું, પણ તેને મરી ગયા પછી પણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ, અને પરલોકમાં ગયેલા પતિને સુખ થાય તેવાં આચરણ કરવાં. કન્યાના વિવાહ વખતે માબાપ તેનો હાથ ઝાલી પતિના હાથમાં આપે છે, તે સમે કહે છે કે "બેટી, તું સર્વ વાત છોડી તારા પતિની ઉપરજ નિષ્ટા રાખજે. હું તારા સર્વસ્વ સહિત તને તેના હાથમાં સોંપુંછું." માટે પતિવ્રતા સ્ત્રીએ પતિની ભક્તિ કરીનેજ કાળ ગુજારવો. જેની સ્ત્રી સતી હોયછે, તે કદાચ મરવા સૂતો તો તેને યમદૂત અડકી સકતા નથી. સાધ્વી સ્ત્રી નરકમાં પડેલા પોતાના પતિનો સહજમાં ઉદ્ધાર કરેછે, અને પતિની સેવા નકરતાં અધર્મે ચાલનારી કુલટા સ્ત્રી જરૂર પોતાના શરીરમાં જેટલાં રૂવાડાં છે તેટલાં વર્ષ સુધી રૌરવ નરકમાં પડે છે.

## અધ્યાય ૩૧ મો.

નારદ કહે છે, "હે પ્રભુ, આપે આગળ કહ્યું કે પુરુષોત્તમ માસમાં કાંસાના સંપુટનું (કાંસાના ડાબડાનું) દાન કરવું એ સર્વ કરતાં શ્રેષ્ટ છે તેનું શું કારણ?" ત્યારે નારાયણે કહ્યું, વત્સ, કાંસાના પાત્રમાં ઉત્તમ પ્રકારનાં ઘૃત પૂરીત ઘેબર અથવા અનારસાં વગેરે ભરીને દાન આપવાનું બહુ માહાત્મ્ય છે. પૂર્વે પાર્વતીએ આ પુરુષોત્તમમાસનું વ્રત કર્યું હતું, તેના ઉદ્યાપન વખતે તેમણે પોતાના પતિશંકરને પૂછ્યું કે "મહારાજ, હું આ વ્રતને અંતે શું ઊત્તમદાન કરૂં, કે જેનાથી શ્રીપુરુષોત્તમ વ્રત સંપૂર્ણ થાય?" ત્યારે શંકરે કહ્યું, "હે દેવી, આ માસમાંતો સંપુટાકાર બ્રહ્માંડનું દાન કરવું જોઇએ કેમકે શ્રી પુરુષોત્તમ સમગ્ર બ્રહ્માંડની ઊપર વિરાજનારા છે. પરંતુ એમ બનવું સર્વથા અશકય છે, માટે તેની સાદ્રશ્યતા (તેના જેવા આકાર) કરીને કંઇ વસ્તુનું દાન દેવું. તે એવી રીતે કે કાંસાના ગોળ અને સામસામાં ઢંકાઇ રહે એવાં પડવાળું સંપુટ (ડાબડો) બનાવી તેમાં ત્રીસ અપૂપ (ઘેબર અથવા અનારસાં) ઘાલવાં અને તેને બંધ કરી તેની આસપાસ સાત તાંતણાવાળું સૂતર વીંટવું. પછી તેની યથાવિધિ પૂજા કરી વિદ્વાન બ્રાહ્મણને દાન કરવું. જોકે સંપત્તિ વધારે હોય તોપણ અપૂપ ત્રીશ કરતાં વધારે ન દેવાં જોઇએ. વધારે દાન કરવાની ઇચ્છા હોયતો તેવાં સંપુટ એક કરતાં ભલે વધારે બનાવવાં. પણ તે સંપુટમાં ત્રીશ કરતાં વધારે અપૂપ ન મૂકવાં." આવું શંકરનું વાકય સાંભળી પાર્વતીએ આનંદ પૂર્વક તેવા ત્રીશ સંપુટ બનાવ્યા અને તે સર્વેમાં ત્રીશ ત્રીશ અપૂપ ભરી સુશીલ અને વિદ્વાન બ્રાહ્મણોને દાન કરી દીધો. માટે હે નારદ, કાંસ્યપાત્રનું એટલું માહાત્મ્ય છે." એ સાંભળી નારદે કહ્યું, "હે મહારાજ,

આપની કૃપાથી આ પુરુષોત્તમ માહાત્મ્ય સાંભળીને મને નિશ્ચય થયો કે સકળ સાધન કરતાં પુરુષોત્તમમાસનું અનુષ્ઠાન એ ઉત્તમ સાધન છે. આ માહાત્મ્યનું શ્રવણ માત્ર કરવાથી સકળ પાપનો ક્ષય થાયછે. જેમ અમૃત પીનારને પછી બીજી કશી વસ્તુ ભક્ષ કરવાની ઇચ્છા રહેતી નથી, તેમ મને પણ હવે બીજું કશું શ્રવણ કરવાની ઇચ્છા નથી. એવો આ કથાથી હું તૃપ્ત થયો છું."

સૂતમુનિ સર્વ ઋષિયોને કહે છે, "હે બ્રાહ્મણો, એટલું કહી નારદ મુનિ નારાયણના ચરણ કમલમાં દંડવત્ નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યા; જેથી પ્રસન્ન થઇ નારાયણે આજ્ઞા આપવાથી તુરત સર્વ લોકનું અટણ કરતા પોતે બ્રહ્મ લોકને વિષે ચાલ્યા ગયા. માટે હે દ્વિજવરો, આ ભરત ખંડમાં જન્મ્યા છતાં જે પુરુષ પ્રપંચમાં ભૂલી શ્રીપુરૂષોત્તમની સેવા કરતો નથી તેનાથી મૂઢ અને નીચ બીજું કોણ હશે? આ માસમાં તો મનુષ્યે સદા આનંદયુક્ત રહી હરિપૂજન કરવું, નાસ્તિક મતના ગ્રંથો વાંચવા કે સાંભળવા નહિ, મિથ્યા (જુઠું) બોલવું નહિ, પારકું અન્નખાવું નહિ, નીચ કર્મ કરવું નહિ, શક્તિ છતાં દાન કરવામાં શઠતા (કૃપણતા) કરવી નહિ, દાન સુપાત્ર હોય તેનેજ આપવું. અન્ન જમાડવા માટે પાત્રકુપાત્રનો વિચાર કરવો નહિ, નિરંતર ગોપીજન વલ્લભ ગોકુલાધીશ ગોલોક પતિ ગોવિંદ કે જે ધનશ્યામ સુંદર કોટિ મદન મોહન સ્વરૂપ દ્વિભુજ, મુરલીધર અને મોરમુકુટ ધારી છે ને જેમણે કર્ણમાં મકરાકાર કુંડળ તથા કટએ પીતાંબર પેહેરેલાં છે તથા પરમ લલિત સ્વરૂપવાળાં સ્વામિનીજી–રાધિકા જેમની સંગે છે એવા શ્રીકૃષ્ણનું ધ્યાન, સ્મરણ અને પૂજન કરવું. એ ભગવંતનું વ્રત કરી પૂર્વે ઇંદ્રદ્યુમ્ન, શતદ્યુમ્ન, યૌવનાશ્વ, ભગીરથ ઇત્યાદિ ઘણાક મહાન્ રાજાઓ શ્રીપુરૂષોત્તમના ચરણમાં પ્રાપ્ત થયા છે. માટે સર્વ પ્રયત્ને કરી ભગવતનું સેવન કરવું."

આવું શ્રેષ્ઠ માહાત્મ્ય સૂત પુરાણીથી સાંભળી સર્વ ઋષિયો બહુ આનંદ પામ્યા, અને અનેક પ્રકારે તેમની સ્તુતિ કરીને પૂજન કીધું. પછી સર્વ ઋષિયોથી રૂડા આશિર્વાદ પામી સર્વ મુનિમંડળની પ્રદક્ષિણા અને નમસ્કાર કરીને ગંગાતીરે નિત્ય કૃત્ય કરવા માટે ગયા.

જય જય શ્રી સુખધામ, ધનશ્યામ મુરલી ધરણ,
લાજે કોટિક કામ, સુંદર શ્રીમુખ દેખતાં. ૧
રાધાવર હરિ એહ, પુરૂષોત્તમ પ્રણમું સદા;
સફળ થયો મમ દેહ, શરણું પામ્યો કૃષ્ણનું. ૨

**સમાપ્ત.**